॥ ॐ શ્રી ॥

# જ્ઞાન-વાટિકા

## ( કાવ્યો. )

—o—

રચનાર,


અ. સૌ. હરિસુખગૌરી વાસનરામ કપિલરામ,

ભાવનગર.


—o—


ધી ઇન્ડીયન પ્રીન્ટીંગ વર્કસ-ભાવનગર

ઈ. સ. ૧૯૧૩. સંવત ૧૯૬૯




કિંમત એક રૂપીયો.

# અર્પણપત્રિકા.

—०—

## શાર્દુલ.

મહારાણી શિલધારી ને ગુણનિધિ, શક્તિસમા જે દિપે,
પરમાર્થ તણી જે દિસે પ્રતિમા, યશસ્વી છે ભૂ વિષે;
સૂર્યોદય સમી સુકાન્તિ દિસતી, ગુણો દિપે સોમના,
સંસારી નિજ બાગની શુભલતા, છો **નંદકુંવરબા.**
ખીલેલી શુભ વેલડી સમ દિપે, પુષ્પેથાં શોભા અતિ,
દિર્ઘાયુષ હજો સુભાગી સુતનુ, ને માન પામો પતિ;
ધર્મિ રાયશ્રી **ભાવસિંહ** સુખમાં, સૌભાગ્ય વૃદ્ધિ હજો,
ભૂમિના ગુણધારી દંપતિ સુખી, સમૃદ્ધિ વૃદ્ધિ થજો.

**માનવંતાં કૃપાળુ નામદાર મહારાણી શ્રી**
**અખંડ સૌભાગ્યવંતાં નંદકુંવરબા સા, ચરાઇ,**

**( ભાવનગર. )**

તેઓશ્રીની કૃપા અને ઉદાર આશ્રયથી છપાવેલું આ પુસ્તક
તેમની માયાળુ પરવાનગીથી, અતિ આભાર ને સન્માનની
લાગણી સાથે તેમના શુભ હસ્ત કમળમાં અર્પણ
કરૂં છું.

**સૌ. હરિસખગૌરી.**

# પ્રસ્તાવના

જનસમુહના મનને જેનાં વાચનથી આનંદની સાથે બોધ મળી શકે તેવી પૌરાણિક વાર્તાઓમાની કેટલીકને પદ્યમાં લખી આ પુસ્તકરૂપે બહાર પાડી છે.

કાવ્ય સર્વ કોઈને વાંચનમાં વધારે પ્રિય હોય એમ ધારી આ પુસ્તક લખવામાં ફક્ત પદ્યનોજ ઉપયોગ કીધો છે. પુર્વના મુનિઓ રાજાઓ, કેવા હતા ને કેવું કામ કરતા હતા; ઋષિ પત્ન રાજપુત્રિ હોવા છતાં પણ, પોતાના પતિને કેવી રીતે પ્રસન્ન કરી શકતી તે વિષે આમાંની વાતોમાંથી બોધ મળી શકે છે. પુરાણોની કથા શ્રદ્ધાવાનથી અજાણી નજ હોય એ સ્વભાવિક છે પણ ધાર્મિક પુસ્તક વાંચનાર વયોવૃદ્ધ અથવા મનોવૃદ્ધ સિવાયે થોડા મળી આવે છે; તેથી એ વાતોનો સાર ટુંકામાં કાવ્યોમાં ઉતાર્યો છે જેથી કરીને નાની વયનાં સ્ત્રીપુરૂષો એ વાંચી તેમાંથી સારોબોધ લઈ શકે.

અત્યારે કેટલીક તરૂણીઓ પુર્વના મુનિઓનાં, રાજાઓનાં, તેમજ શ્રી કૃષ્ણ ચરિત્રોથી અજાણી છે પૌરાણીક વાતો વાંચવાનો શોખ નહિ હોવાનું એ પરીણામ હોય એ સંભવિત છે. પુરાણની વાત મન વૃદ્ધ થયા વિના વાંચવી અનુકુળ ન પડે એ સંભવિત છે. ગદ્યમાં હોવાથી નાની વયનાને તે વાંચતાં ઉત્કંઠા ઉપજે નહિ એ સ્વભાવિક છે. જ્ઞાન આપનારી પુરાણની વાતોથી તેવાં જનો અજ્ઞાન ન રહે તેવા હેતુથી તેવી વાતો પદ્યમાં ઉતારી આ પુસ્તકરૂપે પ્રગટ કરી છે. ફક્ત પદ્યનીજ રચનાવાળું પુસ્તક બહાર પાડવાનો આ મ્હારો પ્હેલોજ પ્રયાસ છે. અને આશા છે કે વાંચક વર્ગને આ પુસ્તક આનંદદારી થાય ને લેખક પોતાનો શ્રમ સફળ કરવા ભાગ્યવાન બને.

સૌ. હરિસુખગૌરી.

## શ્રીહરિ

આરાધું અવનિપતિ શ્રીઇશને ઉમેશ વિઘ્નેશને,
ત્રિનેત્રા જટીલેશ્વરા પશુ પતિ, વંદુ શ્રી ગંગેશને;
કંઠે માલ કપાલની ઉપવિતે, પનંગને રાખતા,
ગ્રીવાનિલ શશી કપાલ ધરીને, શર્ણાગતો પાળતા. ૧

એવા શ્રી અવિનાશનું સ્તવન હું, અલ્પજ્ઞ તે શું કરૂં;
વંદુ ને વદું ગુણગાન મુખથી, મૂર્તિ હૃદેમાં ધરૂં;
ક્ષેમો દુર કરી ગ્રહો કરથકી, હું બાળ છું આપનો,
હરિસુખ તણા પ્રભુ વસુપતિ, ભવાબ્ધિને કાપનો. ૨



# સ્વ. કૃષ્ણરાવ વા. મહેતાનું ટુંક જીવન વૃતાંત.



જીંદગીના કોઇપણ સમયે કોઇપણ મનુષ્ય ક્રૂર મૃત્યુનો ભોગ થઇ પડે ત્યારે તેના સંબંધીઓને અતિ દુઃખ થાય છે; વિશેષે કરીને, ભવિષ્યની ઝળકતી કારકિર્દીની આશા આપનાર યુવાન, નવન યાત્રાની અધવચમાં અચાનક મૃત્યુના મુખમાં સપડાય છે, તે વખતે તે ઘા તેના કુટું- બીઓ માટે ખરેખર અસહ્યજ થઇ પડે છે. અતિશય શ્રમ વેઠી, સર્વ પ્રકારના અનેક ભોગો આપી, બાલ્યાવસ્થાથી ઉછેરી મોટા કરનાર માતાપિતાનાં હૃદયો આવા દારૂણ ઘાથી હમેશને માટે વિંધાઇ જઇ અતિ ઉગ્ર શોકાગ્નિથી નિરંતર પ્રજવલિત રહે છે. આવોજ એક અસહ્ય ઘા મારા વડિલ બંધુ સ્વ. કૃષ્ણરામના અકાળ અવસાનથી અમારા કુટુંબ ઉપર થોડા સમય ઉપર પડેલો છે. તે સ્વર્ગસ્થ બંધુના પુણ્યાત્માના પવિત્ર સ્મણાર્થે આ ટુંક વૃતાન્ત લખવાની પ્રેરણા થઇ છે.

સ્વ. કૃષ્ણરામનો જન્મ સુરત શહેરમાં સં. ૧૯૪૪ ના અષાઢ વદ ૧૪ ( ઇ. સ. ૧૮૮૭ ના જુલાઇ માસની વિશમી તારીખ ) ને મંગળવારના દિવસે થયો હતો. માતા પિતા સંસ્કારી હોવાથી, તેમજ પિતાશ્રી કાઠીયાવાડના ભાવનગર રાજ્યમાં સારા હોદ્દા ઉપર હોવાથી, સ્વર્ગસ્થને નાનપણમાંજ યોગ્ય વયે કેળવણી આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું. બુદ્ધિ ચાલાક હોવાથી, સ્વર્ગસ્થે શરૂથી છેવટ સુધી સર્વ પરીક્ષાઓ સહેલાઇથી પાસ કરી હતી. ઇ. સ. ૧૯૦૫ માં વડોદરા હાઇસ્કુલમાંથી તેમણે મુંબાઇ યુનીવર્સિટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી હતી. તે પછી વડોદરા કૉલેજમાં અભ્યાસ જારી રાખી ઇ. સ. ૧૯૦૯ માં બી. એ. ની પરીક્ષા પાસ કરી; ઇ. સ. ૧૯૧૧ માં બી. એસ. સી. અને ઇ. સ. ૧૯૧૨ માં, સેન્ટ ઝેવીયર કોલેજમાંથી એમ. એ. ની પરીક્ષા પણ પાસ કરી. સર્વ પરીક્ષાઓમાં, ફીઝીકસ અને કેમીસ્ટ્રી તેમના ઐચ્છિક વિષયો હતા. યુનીવર્સિટીની ઉંચામાં ઉંચી કેળવણીની સાથે, ઉત્તમ પ્રકારની ગૃહ કેળવણીના મિશ્રણથી, સ્વર્ગસ્થમાં કુટુંબ વત્સલતા, સત્યપ્રિયતા, સહનશીલતા અને આત્મભોગના ગુણો પ્રાધાન્યપણે સુદૃઢ થયેલા જણાઇ આવતા હતા.

ઇ. સ. ૧૯૧૨ માં યુનીવર્સિટીની કેળવણી પૂરી કરી, ઇ. સ. ૧૯૧૩ માં તેમણે ભાવનગરની સનાતનધર્મ હાઇસ્કુલમાં હેડ માસ્તર તરીકે પ્રથમ નોકરી સ્વીકારી. તેજ વર્ષના ડિસેમ્બર માસમાં, સનાતન હાઇસ્કુલની નોકરી, તેના વ્યવસ્થાપકો સાથે મતભેદ પડવાથી છોડી અને વડોદરા મેલ ટ્રેનીંગ કોલેજમાં શિક્ષક તરીકે તેઓ જોડાયા. ઇ. સ. ૧૯૧૫ ના જાન્યુઆરી માસમાં નડીયાદની ધી ન્યુ ઇંગ્લીશ સ્કુલના હેડ માસ્તર તરીકે તેઓ નિમાયા. ત્યાં થોડો વખત સુધી રહી, તે સ્કુલના માલેક સાથે મતભેદ પડવાથી, મુંબાઇ સરકારના કેળવણી ખાતામાં જોડાયા. કેટલોક વખત ભરૂચ હાઇસ્કુલમાં શિક્ષક તરીકે રહી, ઇ. સ. ૧૯૧૭ માં, મુંબાઇ સરકારની પરવાનગીથી, ઇન્દોરની ડેલી કોલેજ ( રાજકુમારોની કૉલેજ ) માં પ્રોફેસરની જગ્યા સ્વીકારી. વર્ષ ઉપરાંત તે જગ્યાએ રહી તેઓ પાછા મુંબાઇના કેળવણી ખાતામાં જોડાયા; અને એલફીન્સ્ટન હાઇસ્કુલમાં શિક્ષક તરીકે તેમની નિમણુક થઇ. એક વર્ષ તે જગ્યાએ નોકરી કરી, તેઓ મુંબાઇના ઉદ્યોગ હુન્નર ખાતાના વડા ( ડાયરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ ) ની ઓફીસમાં નિમાયા હતા. ત્યાર પછી થોડાજ વખતમાં તેમનું અવસાન થયું. નાનપણમાંજ ભયંકર મંદવાડ આવી ગયેલો હોવાથી, સ્વર્ગસ્થનું શરીર એકવડું અને પ્રકૃતિ નાજુક હતી. મુંબાઇનું

ઉદ્યોગી જીવન તેમની પ્રકૃતિને અનુકુળ આવે એ બિલકુલ સંભવિત નહોતું; પરંતુ દૈવયોગે તેમને મુંબાઇ વધારે આકર્ષક જણાયું, અને ઇન્દોરથી પાછાં ફરતાં તેમણે પોતે મુંબાઇની હાઇસ્કુલમાં રહેવાનું પસંદ કર્યું. ગમે તેવા શાણા મનુષ્યો પણ કર્મયોગે હિતકર માર્ગ પડતો મૂકી, જૂદો માર્ગ ગ્રહણ કરે છે. સ્વર્ગસ્થના સંબંધમાં પણ તેમજ બન્યું. મુંબાઇની હાડમારીથી તેમની નબળી તબીએત ઉપર અસર જણાવા લાગી છતાં તેમણે મુંબાઇ છોડયું નહિ. અને, એનીમીયા ( રૂધિરક્ષીણતા ) ના જીવલેણ વ્યાધિમાં તેઓ સપડાયા. ડાકટરની સલાહ મુજબ હવાફેર માટે તેમને ડુમસ લઇ જવામાં આવ્યા હતા. તેથી પણ કાંઇ ફાયદો થયો નહિ. અત્યંત કાળજીપૂર્વક માવજત કર્યા છતાં, તેમણે સં. ૧૯૭૬ ના કારતક સુદ ૧૦ ( તા. ૩–૧૧–૧૯૧૯ ) ના રોજ, કુટુંબીઓ અને સ્નેહીઓને કલ્પાંત કરતા મૂકી, આ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કરી પરમાત્માના દરબારમાં પ્રવેશ કર્યો. પ્રભુ એમના પવિત્ર આત્માને ચિરકાળ શાન્તિમાં રાખો ! સ્વર્ગસ્થનું લગ્ન સં. ૧૯૬૮ માં થયું હતું. તેઓ પોતાની પાછળ વિધવા પત્ની, એક પુત્ર અને એક પુત્રી મૂકી ગયા છે.

દંભ અને અપ્રમાણિકતા તેઓ ખરા અંતઃકરણથી ધિક્કારતા. એક અમુક વ્યક્તિ માટે તેમને પૂર્વે ઘણો સારો અભિપ્રાય અને માન હતાં; પરંતુ થોડા વખત સુધી નિકટ સહવાસમાં આવ્યાથી, એ વ્યક્તિમાં તેમણે આ બે અવગુણો જોયા. તે વખતથીજ તેની તરફ તેમને એટલો બધો તિરસ્કાર ઉત્પન્ન થયો હતો કે, તેનું નામ સાંભળતાંજ ઉશ્કેરાઇ જતા હતા. મિલનસાર સ્વભાવથી મિત્રમંડળમાં તેઓ ઘણા પ્રિય થઇ પડયા હતા. સત્યપ્રિય, સત્યવક્તા અને ટેકીલા સ્વભાવથી, સ્વર્ગસ્થને તેમના ઉપરીઓ વિગેરે સાથે વખતોવખત મતભેદ પડતો હતો, પરંતુ તેમની કાર્યદક્ષતા વિદ્વત્તા અને કર્તવ્યપરાયણતા સંબંધી કદીપણ કોઇના બે મત થતાજ નહિ. સ્વર્ગસ્થના માનમાં ભાવનગરની સનાતન હાઇસ્કુલ એક દિવસ બંધ રાખવામાં આવી હતી; તેમજ એલફીન્સ્ટન હાઇસ્કુલના પ્રિન્સીપાલ અને મુંબાઇના ડાયરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી અને શાન્તાકૂઝમાં રહેતા સ્વર્ગસ્થના મિત્રો તરફથી, સ્વર્ગસ્થની પ્રશંસા કરનારા અને તેમના અવસાન માટે દિલગીરી દર્શાવનારા પત્રો પિતાશ્રીને મળ્યા છે.

વિસનગર. } પુષ્કર વામનરાવ મહેતા.

ॐ

**वासांसि जीर्णानि यथाविहाय नवानि गृण्हाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जिर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

## ગીતિ.

સિદ્ધ વાક્ય આમાની, મોક્ષ માર્ગમાં હવે વહન કરવું;
નહિ જેમાં કંઇ આશા, તેમા મિથ્યા અંતર શું બળવું ?
સત્ય નામ છે સાચું, રામનામથી શિલાઓ તરતી;
તે અંતર આલેખી, સુખદુઃખ જેવું ઓટ અને ભરતી.
કાયારૂપી નાવે, આ સંસારસમુદ્રે જો તરશો;
હરિસુખ શાન્તિ સઢલો, ભવસાગરથી નિશ્ચે ઉતરશો.

---

અહો હે કૃષ્ણ હે કૃષ્ણ, જપું છું જાપ હે કૃષ્ણ,
સ્થળો સ્થળ શું રહ્યો વ્યાપી, અચળ અનંત સ્થિર સ્થાપી.
મને ના દિવ્ય ચક્ષુઓ, અરે દર્શન નથી થાતું;
હૃદયમાં તું છબી રમતી, નથી તુજ નામ ભૂલાતું.
થઇને યોગથી ભ્રષ્ટ, લીધો અવતાર તો સાચે;
રૂણાનુબંધ ને કર્મો કરી સંપૂર્ણ સૌ આજે.

તજી તું સર્વને ચાલ્યો, સ્વર્ગનો માર્ગ છે જાલ્યો;
અખીલ આ વિશ્વ છોડયું તેં, મળ્યો તત્સત્માં તું છે.
સ્મરણ તેં રામનું કીધું, અહા અવસાનમાં સીધું;
તર્યો અવસાનમાં કૃષ્ણ, મૂખેથી રામ કહી સત્ય.
વિધિના લેખ શા એવા, રૂણો લેવાં અને દેવાં;
જનમ ધારી સુનામો એ, અવિચળ છે જગે રહેવાં.
યશોદા દેવકી નારી, રડાવ્યાં કૃષ્ણ એ ભારી;
મને પણ કૃષ્ણ તેં આજે, હૃદય ઘા મારીઓ કારી.
અચળ નામે અચળ કાળે, અચળ સ્થાને અચળ ધામે;
રહે શ્રી કૃષ્ણમાં કૃષ્ણ, જપેલા રામનાં નામે.
રૂણાનુબંધ લેવાને, વળી દેવા કરી પૂરા;
જગતના ભોગ ભોગવવા, ગયો રાખી સહુ ઉણા.
તમે બાજી સુધી માંડી, અધુરી રાખી તે રમવી;
જીત્યો કે હાર ખાધીશું, ન જોયું વાટ લઇ અવળી.
દઇ મૂકી બધું ચાલ્યા, મહાદેવા થઇ મહાલ્યા;
અમારાં પાપ શાં એવાં, રહ્યાં દુઃખો સહુ સ્હેવા.
ટકાવ્યું તેં જીવન કૃષ્ણ, પિતા માતા મિલન કાજે;
સીધાવ્યો સત્માં મળવા, દિવસ આઠેક રહી સાથે.

અવરને કાજ કાયાને, બહુ કષ્ટે કસી કૃષ્ણ;
બહુ બહુ જાળવેલી મેં, કરી દીધી ખરે નષ્ટ.
સુવાસિત પુષ્પની મેં તો, બહુ યત્ને કરી સેવા;
ગયું કરમાઇ તે પલમાં, પડ્યું તે એકલું જ્યાંહ !
પૂર્વના બંધ એવા રે, હવે શો શોચ ને રોશ;
હૃદયમાં રોઇને રહેવું, વિધિનું નાખીયું સહેવું.

શુચિ તુજ નામ હે કૃષ્ણ, કરી કામો ખરે તેવાં;
સચ્ચિદાનંદને પામી, તમે લીધા અમર મેવા.
ગુણો ગાથા ગવાઇરે, સ્વદેશે ને વિદેશોમાં;
અહો કૃષ્ણ અમર છે તું, સુકીર્તિઓ છવાઇ જ્યાં.
અચળ કીર્તિ અમર નામ, રહે આત્મા અચળ ધામ;
કહે છે શાસ્ત્રના કર્તા, વિના સંદેહ લઉં મનમાં.
હૃદે સંતોષ છે લેવો, જીવીતમાં કાળ જ્યાં લેવો;
બધું આ જ્ઞાન વિલાતું, વિચારો આવતાં તારા.
થયો અદ્રશ્ય તું આજે, હવે ના સ્વપ્નમાં મળીશું;
હૃદય આ દુઃખથી દાઝે, અરે સર્વે થયું સ્વપ્નું.
થયો તું પ્રકૃતિ આધીન ન કાયા સાચવી તેં તો;
ગુલાબી ખીલતું યૌવન, ન જાણ્યું સાચવી તેં તો.
હતો ભોગી થયો યોગી, સમાધિ સાધીને સૂતો;
ઘટે ના એમ રે યોગ, વિના વયના તજ્યા ભોગ.

તમારાં બાલુડાંને હા ! લડાવે કોણ રે લાડ;
પરાધિન તેં કર્યાં કૃષ્ણ, બિચારાં તે થયાં જ્યાં ત્યાં.
બધી બાજી તમે માંડી, રમ્યા નહિ એક તે પૂરી;
સબુરી શું ધરી કૃષ્ણ, લીધી નિદ્રાજ મધુરી.
પૂરવની ખેડ જે હોયે, ધીરજથી તે લણી લેવી;
રૂણાનુબંધ જે જેવા, રહ્યા છે શાન્તિએ સ્હેવા.
મને આગળ કરી કૃષ્ણ, વિચાર્યું હોત જો જવા;
ઘણું તે યોગ્ય હું માનત તુંથી સુતેલ ચિતામાં.
હશે શું દોષ એ વાતે, ન સમજાતું દુઃખી દિલમાં;
મહામુનિ ભૂલ્યા ફુલ્યા; ખરેખર ભાવિના બળમાં.
કરૂં જે દાન ને પૂણ્ય, અહો કૃષ્ણ સ્વીકારી લે;
ખરા સ્નેહે નિરાશાનું, તું નામેથી ઉધારી લે.
થઇ પાળક હું માતા, થજે તારક તું ત્રાતા;
ભળી સત્‌માં અહો કૃષ્ણ, કદી ભક્તિ ન વિસરતા.
અરે અવસાનમાં કૃષ્ણ, લઇશ હું નામ તું કૃષ્ણ;
શુચિ નામે તરીશ સત્ય, નથી સંશયનો પ્રશ્ન.
રહ્યો છે સ્વર્ગને પૃથ્વિ, બધે વ્યાપિ અચળ જો તે;
હરિસુખ અંતરે કૃષ્ણ, અચળ પ્રેમે સદા પોતે.

---

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
नचैनं क्लेदयं त्यापो, न शोषयति मारुत ॥

## ગીતિ.

જ્ઞાન ગીતાનું લઇને, રહેવું સહેવું વહેવું દુઃખ સુખ;
શું તજવું શું ભજવું, ભવભ્રમણાથી કેમ થવું મુક્ત.
આત્મા નિત્ય અમરને, અવિનાશીનું રૂપ લખે શાસ્ત્ર;
પણ માયા અંધારી, આ હૃદયેથી ના વિસરે કૃષ્ણ.
આત્મ જ્ઞાનને ભૂલી, વિરહ વેદનાએ અંતર ગળતું;
મોહ જાળ નવ ખસતાં, ચિતા સમું સર્વાંગ રહે જળતું.
નામ શુચિ તુજ કૃષ્ણ, કૃષ્ણ શરણમાં સદા રહે યાચું;
અવિનાશી હરિ સુખમાં, તત્-સત્-બ્રહ્મ સ્તવો સાચું.



# જ્ઞાન-વાટિકા

## કાવ્ય.



૧

કમળાસન કરનારી, મયુર વાહની બ્રહ્મ સુતા વિનવું,
ગજ મુખ ગૌરી સુતને, તત્ સત્ શુદ્ધ સ્તવિ વિનવું. ૧
વાણી વિમળા આપી, અમૃત રસ આ ગ્રંથ વિષે સ્થાપી;
શક્તિ મહાન પ્રસારો, જે રસનાથી અમૃત રહે વ્યાપી. ૨

### ગણપતિની ઉત્પત્તિ.

૨

આવ્યો રૂડો માર્ગશિર્ષ માશ પૂન્યશાળી;
રહ્યા શિવ હિમગીરિયે તપ ધારી. આવ્યો૦

૧ ગીતિ. ૨ " આવન મોરી ગલીયનમે ગીરિધારી "-એ રાગ.

ઉમયાજી એકલાં રહ્યાં કૈલાશે, સાથે સખીઓ બે શાણી;
કહે પારવતીજી જયા, ને વિજયા, સ્નાન અર્થે લાવો પાણી. આ૦ ૧
સ્નાન અર્થે સતી કરે તૈયારી, અંતર એમ વિચારી;
શંકરના ગણ અગણિત છે પણ, કરવી પડે લાચારી. આ૦ ૨
એમ વિચારી કહે સખી ને સતી, કોણ બેસે મુજ દ્વારે;
આ મુજ અંગનો મેલ ઉતારી, ગણ હું ઘડું છું આ વારે. આ૦ ૩
જયાને વિજયાની સંમતિ લેઈને, ઉત્પત્તિ ઉલયની કીધી;
ગણેશ ઉષા અંગેથી ઉપજાવી, દ્વારે ચોકી મુકી દીધી. આ૦ ૪
નિર્ભય અંતરે સ્નાન કરે સતી, સાથે સખી બે શાણી;
હરિસુખ નારાયણ સમરતાં, આવ્યા નારદ વિણા ધારી. આ૦ ૫

## નારદની ખટપટ.

૩

વિણા ધારી વિચારે મનમાં, ઉમયાજીની કૃતી વિષે જનમાં. વિ૦ ૧
જુએ સતી શક્તિની લીલા, વખાણે વગાડી મુખે વિણા. વિ૦ ૨
બેઠાં બે બાળક આ કેવું શોભે, શંકર તણું તેજ જેવું ઓપે. વિ૦ ૩
જાઉં હવે ત્રિપુરારી પાસે, કરૂં વાત વિધિએ ઉલ્લાસે. વિ૦ ૪
કલહ પ્રિય ચાલ્યા છે ત્યાંથી, વેગે આવ્યા બેઠા જ્યાં વનવાસી. વિ૦ ૫
હીમાલયે આવ્યા વિણા ધારી, બેઠા તપ ધારી ત્રિપુરારી. વિ૦ ૬

---

૩ "મારારે સ્વામી બોલોની વહાલા" એ રાગ.

વિણા ધારી હરિ ગુણ મુખે ગાય, કપટ વાત રાખી મનમાહ્ય. વિ૦ ૭
શંકરને સમાધિથી જગાડે, વિણા ધારી વિણા વગાડે. વિ૦ ૮
વિણા નાદે શંકર શ્રી જાગ્યા, નારદ મુનિ ચરણ કમળ લાગ્યા. વિ૦ ૯
કહે નિલકંઠ રહો સુખી, અત્રે કેમ આવ્યા કહો ઋષિ. વિ૦૧૦
નારદજીએ શિશ નમાવીને, વધારીને વાતો માડી છે. વિ૦૧૧
ગયો હતો કૈલાશે સતી પાસે, મારું મન ત્યારથી વિમાસે. વિ૦૧૨
પ્રભુ રહ્યા તમે તપધારી, રહ્યાં ઘેર એકલાં સતીનારી. વિ૦૧૩
બાળક બે દ્વારે ચોકી બેઠાં, જાણે હોય સૂર્ય આવ્યા હેઠા. વિ૦૧૪
પુત્ર ને પુત્રી સતીએ ઉપજાવ્યાં, મનોહર રુપ છે સરજાવ્યાં. વિ૦૧૫
કરે બેહુ દ્વારે રખેવાળી, વિમાસું છું મનમાં કૌતક ભાળી. વિ૦૧૬
વાતો કરી ચાલ્યા અનંતગામી, હરિસુખના શંકરને પ્રણામી. વિ૦૧૭

## શંકરનું કૈલાસ ગંમન.

૪

શંકર થયા સાવધાનરે, મન વિચારે પડ્યું છે;
જપતપ મુકી કૈલાસે ચાલ્યા, ચિત ચકડોળે ચડ્યું છે રે. મન ૧
કૈલાસવાસી આવ્યા મંદીરે, દિઠાં બાળકો મન ભમ્યું છે રે. મન૦ ૨
શંકર મંદિરમાં જાય છે જેવા, અપમાન ગણેશે કર્યું છે રે. મન૦ ૩
સ્નાન કરે છે પારવતી માતા, નહિ કોઈ આવે કહ્યું છે રે. મન૦
ચોકીએ બેઠો છઉં તે જોની, મન કેમ તારૂં કર્યું છે રે. મન૦

૪ " માળીડારે હોરી " એ રાગ.

આજ્ઞા ઉલંઘી જાય ક્યાં જોગી, શું તારૂં દેણું કર્યું છે રે. મન૦ ૬
બળે કરીને જો જાય મંદીરમાં, જાણજે આવી બન્યું છે રે. મન૦ ૭
ચાલને જાતું અળગો રહે અહીંથી, એવું કહીને કાંડુ ધર્યું છેરે. મન૦ ૮
હરિસુખસ્વામિ અંતરયામીએ, ગણથી તો યુદ્ધ આદર્યુંછે રે. મન૦ ૯

## યુદ્ધ ગણપતિથી.

૫

શ્રી શંકર થયા તૈયાર, યુદ્ધ કરવા કાજે.
ગણ સૈન્ય ચઢયું તેવાર, યુદ્ધ કરવા કાજે.

અતિ યુદ્ધ કૈલાસે જામ્યું, થાય ઘણો ઉતપાતરે;
શક્તિ સેવક ગણેશ વિરે, ઉપજાવ્યો ઉચાટ. યુદ્ધ૦ ૧

શંકર અંતે હારી બેઠા, શો કરવો ઉપાયરે;
બ્રહ્મા વિષ્ણુ સર્વ વિમાસે, આતે કેમ વશ થાય. યુદ્ધ૦ ૨
શક્તિની છે શક્તિ જેમાં, તેને કોઈ ન જીતેરે;
પારવતીના વીર પુત્રને, વશ કરવો કેવી રીતે. યુદ્ધ૦ ૩
વિષ્ણુએ નિજ માયા પ્રસારી, ગણેશ ઘેરી લીધોરે;
શંભુએ ઉભા રહી પાછળ, ત્રિશુળે શિરછેદ કીધો. યુદ્ધ૦ ૪
દિશા સહુ અંધકાર થઈને, ઉષા અંતર બીનીરે;
વેગે નાઠી વિરો મરતાં, ચાલી ત્યાંથી વી'લી યુદ્ધ૦ ૫

---

૫ " અલબેલીરે અંબે માત " એ રાગ.

જઇને બેઠી અગર ઓરડે. નિજ રક્ષણને કાજેરે;
શંકરની જીત થઇ છે તેથી, અંતરીક્ષ વાજાં વાગે. યુદ્ધ૦ ૬
શંકરનો જય, શંકરનો જય, કહે દેવ થઇ રાજીરે;
ગંધર્વો સહુ ગાન કરે ને, રંભા રહી છે નાચી. યુદ્ધ૦ ૭
વિજયી શંભુ ચાલ્યા મંદીર, મળવાને ઉમયાજીરે;
ક્રોધાગ્નિ વ્યાપ્યો છે સતીને, મુઓ ગણેશને જાણી. યુદ્ધ૦ ૮
પુત્ર મારીને પ્રભુ પધાર્યા, દેવી અતિ દુભાયાંરે;
હરિસુખ દરશણ કરી શંકરનું, પારવતી ક્રોધે ઘેરાયાં. યુદ્ધ૦ ૯

## પાર્વતીનો શોચ.

૬

પ્રભુ આ શો કર્યો ઉતપાત, માર્યો તનુ માહરો;
હવે સુનો આ મારો અવાસ, ગણપત સુતને હણ્યો. ૧
પ્રભુ અંગનો ઉતારી મેલ, ઘડ્યો હોંસે વીરલો;
રેડ્યું અગ્નિમાં જેમ તેલ, ખોવાતાં એ હિરલો. ૨
તમે દિન દયાળુ છો આપ, દયા હિન બહુ થયા;
મારા પુત્રનો જોઇ પ્રતાપ, ક્રોધાગ્નિએ કુર થયા. ૩
હવે આપું હું મારો પ્રાણ, જીવન પ્રાણ માહરા;
નથી જીવવું મારે જરૂર, વિયોગે હરિ હરા. ૪

---

૬ " સીતા આવીઓ કારતક માસ કે કંથ સીધાવીયા " એ રાગ.

હાય ક્યાં ગયો તું શૂરવીર, આજ્ઞાંકિત બાળરે;
છઉં વચ્છ વિખુટી હું ગાય, થતાં તુજ કાળરે.
બોલ બોલ તું ગણપતિ બાળ, લાડકવાયા લાડલા;
તારો અણચિંતવ્યો થયો કાળ, પિતા થયા પારકા. ૬
અહો શૂરો ધિરો દ્વાર પાળ, આજ્ઞા મારી પાળતાં;
માતા કાજે થયો તુજ કાળ, વિના વાંકે લાડકા. ૭
હવે ક્યાં જોઉં તારૂં મુખ, નથી સુખ મુજને;
લાગે વિશ્વ આ સર્વ વેરાન, સુની છઉં તું જતે. ૮
મેં તો હોંસે ઘડયો તને વીર, શકિત મારી આપીને;
કીધો મેં તો તને રખેવાળ, ગયો વ્યથા સ્થાપીને. ૯
વેરી વિષ્ણુ બ્રહ્મા ને મહેશ, થયા કેમ માહરા;
પાયું રૂધિર તમે શસ્ત્ર અસ્ત્ર, સંતોષિ વળી ધરા. ૧૦
અરે વિષ્ણુ બ્રહ્મા ને મહેશ, સમર્થ તમે સહુ;
કરો સજીવન મારો બાળ; પ્રણમી વિનવિ કહું. ૧૧
જોઇ પાર્વતીનું કલ્પાંત, બ્રહ્માન્ડ ધ્રુજી ગયું;
બ્રહ્મા વિષ્ણુ મહેશનું બહુજ, દયાર્દ્ર અંતર થયું. ૧૨
સતી શાન્ત થાઓ તમે ચિત્ત, થશે હિત પુત્રનું;
હરિ સુખના દેવ દયાળ, કરે સજીવન તનુ. ૧૩

---

# શંકરે પાર્વતીની કરેલી શાંત્વના ગણપતિના મસ્તકની શોધ.

૭

શંભુ કહે "શાણી સતી અતી ક્લેશ કીધો;
ભાવી છે બલીષ્ટ જેણે ભૂલવી છે દીધો. શંભુ૦ ૧

શાન્ત થાઓ શક્તિ હવે ગણપતિ જગાડું;
ચિરંજીવી સ્થાપી એને, હર્ષ તું પમાડું." શંભુ૦ ૨

"અરે છે કો સેવક અહિંયા, જાઓને ત્વરાથી;
ગણપતિનું શિશ શોધી લાવો જ્યાંથી ત્યાંથી." શભુ૦ ૩

આજ્ઞાકારી ગણ સીધાવ્યા, શિશ શોધવા કાજે;
દિશા સહુ ફરીને પાછા, આવી એમ યાચે. શંભુ૦ ૪

"ગણપતિનું શિશ સુંદર લીધું છે રંભાએ,
કૃપાનાથ શિષ અમને તો ન હાથ થાએ." શંભુ૦ ૫

શંભુ કહે જાઓ ફરી તમે તો ત્વરાથી;
શોધી લાવો કોઇ મસ્તક અવર જ્યાંથી ત્યાંથી. શંભુ૦ ૬

માર્ગમાં જે મળે તમને જતાં વહેલો પહેલો;
તેનું મસ્તક છેદી લાવી ગણ ને ધડ મેલો. શંભુ૦ ૭

---

૭ " જાગીએ ગોપાલલાલ " એ રાગ.

તેનું દુઃખ દારિદ્રય નિવારી, સુખ આપશે તે યશનામી;
એના પૂજનથી થશે સિદ્ધિ, એના પુજનથી લક્ષ રિદ્ધિ.
સહુ દેવ પૂજામાં એ શ્રેષ્ઠ, એવાં વરદાન આપ્યાં ઇષ્ટ;
આપ્યું શંકરે નિજ ત્રીશુળ, કહ્યું ચતુર્થિ વ્રતનું મૂળ.
કાર્તિક શુદિમાં તુજ ઉત્પત્તિ, તે જાણવી સંકષ્ટ ચતુર્થિ;
ફરી માર્ગ શિર્ષે તારો જન્મ, તે ચોથનું વ્રત પાવન.
માર્ગ શિર્ષે ચોથ આદરી, માસ માસે કરે વ્રત ફરી;
તેને સળશે અષ્ટ મહા સિદ્ધિ, વૃદ્ધ બુદ્ધિએ થાય નવ નિધિ.
એવાં અનેક વરદાન આપી, ગણ શિર મંગળ કર સ્થાપી;
પહેરાવ્યાં પીળાં વસ્ત્ર, સહુ દેવોએ આપ્યાં અસ્ત્ર;
સહુ દેવોએ ગણેશ મૂખ્ય સ્થાપી, હરિસુખ પ્રસાદી આપી.

## ઉષાની શોધ પાર્વતિનો શાપ.

૧૦

"ક્યાં ગઇરે અલી ઉષા મારી," હસી બોલ્યાં સતીનારીરે. ક્યાં૦ ૧

# પાર્વતિની વિનંતિ.

૯

કહે પારવતિ "પ્રભુ મારા, વિનવું સેવીને ચર્ણો તમારા;
ફરી જન્મ આ પુત્રને દીધો, પતિ પુત્ર કુરૂપજ કીધો.
એને જોઈ સહુ હાસ્ય કરશે, ગજમુખે બાળક બ્હી મરશે;
પતિ કોણ એને કન્યા દેશે, એને હાથી મુખો સહુ કહેશે."
કહે શંકર સાંભળો શાણી, તમે સત્ય વધ્યાં સહુ વાંણી;
એ છે તારી શકિતનો બાળ, તેથી જગ વંદ્ય એ સહુ કાળ.
છે સીંદુર એના મુખમાં, તેથી રહેશે એ બહુ સુખમાં;
એની પ્રથમ પ્રતિષ્ટા કરીએ, વરદાન એને શીર ધરીએ.
શુભ શુકન એનાથી હોશે, ગણપતિનુ મુખ જે જોશે;
બ્રહ્મા વિષ્ણુને મહેશ, કરે ગણપતિને અભિષેક.
ત્રણ દેવોએ પુજ્યા ગણેશ, સ્થાપ્યા ગણપતિ સહુમાં શ્રેષ્ટ;
ગણપતિ સહુ ગણના અધિપતિ, તેથી નામ એનું ગણપતિ.
મંગળને અમંગળમાએ, પ્રથમે પૂજન ગણેસનું થાએ;
પહેલું પૂજન ગણેશનું કરશે, પછી કાર્ય સહુ હાથ ધરશે.
ગોળ ઘીનું નૈવદ ધરાશે, સિંદુરે ગણેશ પૂજાશે;
કરી ગુગળ ઘીનો ધુપ, સહુ પૂજશે ગણપતિ ભૂપ.

---

૯ "કેમ મિત્ર મારા શું કરીએ"

તેનું દુઃખ દારિદ્રય નિવારી, સુખ આપશે તે યશનામી;
એના પૂજનથી થશે સિદ્ધિ, એના પુજનથી લક્ષ રિદ્ધિ.
સહુ દેવ પૂજામાં એ શ્રેષ્ટ, એવાં વરદાન આપ્યાં ઇષ્ટ;
આપ્યું શંકરે નિજ ત્રીશુળ, કહ્યું ચતુર્થિ વ્રતનું મૂળ.
કાર્તિક શુદિમાં તુજ ઉત્પત્તિ, તે જાણવી સંકષ્ટ ચતુર્થિ;
ફરી માર્ગ શિર્ષે તારો જન્મ, તે ચોથનું વ્રત પાવન.
માર્ગ શિર્ષ ચોથ આદરી, માસ માસે કરે વ્રત ફરી;
તેને મળશે અષ્ટ મહા સિદ્ધિ, વૃદ્ધ બુદ્ધિએ થાય નવ નિધિ.
એવાં અનેક વરદાન આપી, ગણુ શિર મંગળ કર સ્થાપી;
પહેરાવ્યાં પીળાં વસ્ત્ર, સહુ દેવોએ આપ્યાં અસ્ત્ર;
સહુ દેવોએ ગણેશ મૂખ્ય સ્થાપી, હરિસુખ પ્રસાદી આપી.

## ઉષાની શોધ પાર્વતિનો શાપ.

૧૦

"કયા ગઇરે અલી ઉષા મારી," હસી બોલ્યાં સતીનારીરે. ક્યાં૦ ૧
"ગણુપતિ સાથે બેઠી બાળા, કરવાને રખેવાળીરે;
શું થયો વધ ઉષાનો કે, ગઇ કો સ્થળ છુપાણીરે. ક્યાં૦ ૨
જયા જોનીતું વિજયા જોતું, શોધો જઇ સ્થળ શાણીરે;"
જયા ને વિજયા શોધે ઉષાને, ભયભિત બેઠી ભાળીરે. ક્યાં૦ ૨

૧૦ "ક્યાં ગયો પેલો મોરલીવાળો" એ રાગ.

રામ રસ ભરીયો જે મેડીમાં, તેમાં બેઠી બાળારે;
જયા ને વિજયા કહે ઉષાને, "ચાલ તેડે માત તારાંરે." ક્યાં૦ ૩

બીતી બીતી ને શરમાતી, આવી ઉભી ઉષા આપેરે;
રીસ ચઢી સતી પારવતીને, ઉષાને શાપ આપેરે. ક્યાં૦ ૪

"આ મુજ અંગનો મેલ થકી છે, સરજી મેં તને નારીરે;
"શક્તિનું શૂર તેં લજવાવી, થઈ બેઠી બીચારીરે. ક્યાં૦ ૫

"ધિક ધિક ધિક ધિક ધિક છે તુજને, નિર્બળ થઇ સંતાણીરે;
"તે પાપે શાપું છઉં તુજને," એમ વદે શ્રી વાણીરે. ક્યાં૦ ૬

"અસુર પુત્રી તું થાજે ઉષા, એકાન્ત માળે વસજેરે;
"પિતાજ તારો તુજને પીડશે, પસ્તાવામાં પડજેરે." ક્યાં૦ ૭

કાલા વાલા કરતી ઉષા, શાપ સાંભળી યાચીરે;
"ક્ષમા કરો અપરાધ આ મારો, ચરણ કમળ છું આવીરે. ક્યાં૦ ૮

"શાપ નિવારો નવ મારોમાં, દુખ દરીએ ડુબાવીરે;
"જન્મ આપતી માતા મારે, તો કોણ લે બચાવીરે. ક્યાં૦ ૯

"તમે દયાળુ થાઓ કૃપાળુ, કરૂણા દૃષ્ટિ પસારોરે;
"આદ્ય શક્તિ તું હરિસુખ કેરી, ઉષાનો શાપ નિવારોરે." ક્યાં૦૧૦

---

## ઉષાની વિનતિ.

૧૧

"ક્ષમા કરો માત માહરી, હું છું શરણે આવેલી; ક્ષ૦
"રાંકડી બાળા હું આપની, અપરાધી બનેલી;
"નિર્બળ ને દુરભાગી હું, થઇ બહુ રે નમેરી. ક્ષ૦ ૧
"કરૂણા કરો માત માહરી, નિવારો શાપ મારો;
"અસુર ભુવને એકાન્તથી કેમ આવશે આરો. ક્ષ૦ ૨
"કરગરીને હું પાયે પડું, કરો કરૂણા હે માતુ;
"શરણે સતીને આવી નમે, તે સભાગીરે થાતું. ક્ષ૦ ૩
"દંડ પ્રણામી દેવી કહું શિરથી શાપ નિવારો;
"હરિસુખ છે સંસારમાં, શક્તિ સેવતાં આરો." ક્ષ૦ ૪

## પાર્વતીની કૃપા ઉષાને વરદાન.

૧૨

આદ્ય શક્તિએ કરૂણા કરીરે લોલ, કલ્યાણી કહે વચન "ઉષા
બાળકીરે લોલ, વ્રત કરોની અલુણા તણું'રે લોલ.
ચૈત્રમાસ સોહામણોરે લોલ, કરો તે માસમા સુવ્રત પૂજો ગૌરીનેરે
લોલ. વ્રત કરો૦ ૧

---

૧૧ "પઠોરે પોપટ રાજા રામના" એ રાગ.
૧૨ "આઠ કુવાને નવ વાવડીરે લોલ" એ રાગ.

લુણ વિના અન્ન ફળ પ્રાસજોરે લોલ, એક ભુક્ત રહી જમો ફુરફળ
આહાર સારે લોલ. વ્રત કરો૦ ૨

ચૈત્રશુદી એકાદશીરે લોલ, એ વ્રત આરંભ દિન પૂરણ પૂર્ણિમારે
લોલ. વ્રત કરો૦ ૩

એ વ્રતેથી શાપ મુક્ત તું થશેરે લોલ, તને સ્વપ્ને મળે અનિરૂદ્ધ
કૃષ્ણ પૌત્ર જેરે લોલ. વ્રત કરો૦ ૪

પ્રથમ મેળાપ થશે સ્વપ્નમારે લોલ, પછી ગંધર્વ વિવાહ પછી
પરણશોરે લોલ. વ્રત કરો૦ ૫

એકાન્ત વાસથી ઉતારશેરે લોલ, યુધ્ધે જીતી અનિરૂદ્ધ તને પરણશેરે
લોલ. વ્રત કરો૦ ૬

બાણા સુરનું બળ ભાંગશેરે લોલ, શ્રીકૃષ્ણ આવી કરશે સાહ્ય બંધ
છોડશેરે લોલ." વ્રત કરો૦ ૭

શાપ નિવારી ઉષા તણોરે લોલ, થયાં શ્રી માત દયાળ હરીસુખનારે
લોલ. વ્રતકરોની અલુણા તણુરે લોલ. ૮

---

## સુદામાજી.

૧

ભક્તની ભાજે ભીડ કૃપાળુ પ્રભુ ભક્તની ભાજે ભિડ
સદ્દગતિ કરે શરીર કૃપાળુ પ્રભુ ભક્તની ભાજે ભિડ;
પ્રભુ કૃપાળુ દિન દયાળુ સાચા સખા સુર વીર. કૃ૦ ૧
અહલ્યા ઉધારી મીરાંને તારી, વૃંદાને સોંપ્યું શરીર. કૃ૦ ૨
પ્રહ્લાદ તાર્યાં સુધન્વા ઉગાર્યો કીધા સખા હનુમતવીર. કૃ૦ ૩
ભક્તાધિન ભગવાન નમીને ચરણ કમળ ધરૂં શિર. કૃ૦ ૪
કૃપા કરો કરૂણાકર દિનપર સોંપ્યું તમને શરીર. કૃ૦ ૫
હરિ સુખ વંદે ભવમોચન હરિ, શરણે રાખો ધીર કૃ૦ ૬

૨

નિધિને તટ છે પવિત્ર વસતું, સૌરાષ્ટ સોહાસણું,
પ્રખ્યાતી પછી તેહની થઇ નવું, પુરી સુદામા થયું;
તે ગામે વસતો સુદ્ધીજ સુત તે, નામે સુદામા હતો,
તેનાં માત પિતા ગયાં સ્વરગમાં, નિરાશ્રીત તે હતો. ૧

૩

સ્નેહી સગાં સહુ કને રહી પ્રાણ પોસે,
એવો અનાથ શીશુ તે કંઇ પુર્વ દોષે;

૧ કલ્યાણ. ૨ શાર્દુલ. ૩ વસંતતિલકા.

જેને નથી જગતમાં નિજ માત તાત,
તેને પિતા પ્રભુ થઇ રહે નિત્ય પાસ. ૧

૪

સગાં તણાં મનમાં વસ્યો આપ વિશ્વનો નાથ,
વિદ્યા લેવા સાન્દીપકને, મોકલ્યો સુદામા આપ. ૧
સમુદ્રના તટપર રૂડું ભદ્રપુર છે ગામ;
સત્વગુણીને શાંન્ત એક શાન્દીપ મુનીનું ધામ. ૨
સમુદ્ર તિર્થે તે વસે બાંધીને આશ્રમ;
અતિથિને આદર કરી પાળે વર્ણાશ્રમ ધર્મ. ૩
બ્રાહ્મણ વૈષ્ય ને ક્ષત્રીઓ વિદ્યા લેવા કાજ;
આવી રહેતા તે સ્થળે, પુજે શાન્દીપના પાદ. ૪

૫

સુશિલા છે નારી; તપ નિધિ ઋષિ સાન્દીપ તણી,
હતો તેને એક કુળ દિપક સુત આરત ઘણી;
ગયા યાત્રા અર્થે સુત સહિત તે દંપતિ ભલાં,
પ્રભાશે સમુદ્રે નિત્ય નિયમથી સ્નાનજ કર્યાં. ૧

૬

દોષો એવા પુરવ ભવના, દૈત્ય દુષ્મન જાગ્યો,
શંખાસુરે ઋષિ સુત લીધો,ને સમુદ્રેજ ભાગ્યો;

૪ દોહરો. ૫ શિખરિણી. ૬ મંદાક્રાન્તા.

વિયોગેથી વિકળ થએલાં, દંપતિ ઘેર આવ્યા,
દૈવાધિને દિવસ ગુજારી, શિષ્યને પુત્ર માન્યા. ૧

૭

સર્વ શિષ્યમાં શ્રેષ્ટ સુદામો શાન્ત સ્વભાવે,
ગુરૂને ગણે પરમેષ્ટ સાંદીપતેથી પ્રસન્ન થયા;
શાસ્ત્ર શિખવ્યું સર્વ વિદ્યામાં નિપુણ કર્યો,
સત્ય જ્ઞાનના મર્મ સમજાવ્યો સાત્વિક ગુણે. ૧

૮

બળદેવને શ્રી કૃષ્ણ રહેતા, વેદ શિખવા કારણે;
સહુના ગુરૂ સહુ વેદતે, થઇ શિષ્ય છે ગુરૂ બારણે;
શી અકળ લીલા ઇશની, જગદિશની જોવા સમી;
જગના પિતાને પુત્ર થઈ સૃષ્ટિ લીલા કરવી ગમી. ૧

૯

સુદામો સહુ શિષ્યમાં, હતો શિષ્ય વિદ્વાન,
સાંદીપ સોંપે તેહને, શિષ્યોને દેવા જ્ઞાન. ૧

હર્ષ અને ઉમંગથી, કરતો સોંપેલું કામ,
વડો શિષ્ય સહુમાં થઇ, શિખવે છે વિદ્યા તમામ. ૨

---

૭ સોરઠો, ૮ હરિગીત. ૯ દોહરો.

૧૦

સહુના ગુરૂ સહુના પિતા, સહુના સખા શ્રીકૃષ્ણજી,
થઇ શિષ્ય રહેતા આશ્રમે સાથે હતા બળદેવજી;
ગુરૂ ભકિતને બુદ્ધિ અલૌકિક નમ્રતા વિનય થકી,
મોહવશ સુદામા થઇ, શ્રીકૃષ્ણ મિત્ર કર્યા નકી. ૧

૧૧

ઓળખીયા અવિનાશ, સુદામાએ ઓળખીયા અવિનાશ.
બાંધ્યો પ્રીતને પાશ, સુદામા૦

જોઈ અલૌકિક શકિત હરિની,
કાર્ય અલૌકિક જોઇ ફરીથી;
લાગ્યું અંતર ધ્યાન હરિથી,
વૃત્તિ ઠરી રહી સુદામાજીની;
ભકિતને લગની લાગી હરિની.
હરિને ઓળખ્યા, પ્રેમથી પારખ્યા;
રહ્યા સુદામા શરણે ત્યાંય, સુદામાએ૦

૧૨

રમતા જમતા સાથમાં, વિદ્યા લેતા સાથ,
ભિક્ષા માગે સાથે રહી, નવ રહે વેગળા આપ. ૧

---

૧૦ હરિગીત. ૧૧ "ડરમાં તું દીલ સાથ છોકરા" એ રાગ. ૧૨ દોહરા.

સુદામાને સ્નેહ બહુ, કૃષ્ણ બળીભદ્ર સાથ;
અહોનીશ ભણાવતો, સુદામો ઉભય ભ્રાત.

૧૩

ત્રિભૂવનના જે સ્વામી, તે સેવક થઈ રહ્યા ગુરૂ દ્વારે;
અખિલ આધિન છે જેને, તે ગુરૂની આજ્ઞા અહોનિશ પાળે. ૧
નિર્ગુણ નિરાકારી, માનવ દેહ ધરી ભકતો કાજે;
કરે ગુરૂની ભક્તિ, નિજ પ્રજાને સંબોધન કાજે. ૨

૧૪

પ્રભુ બતાવે ગુરૂનેજ પડછા, નિર્ગુણ હું છું નથી દોષ અડતા;
જાણે ગુરૂને ગુરૂ પતિ એમ, આ છે પ્રભુ ! શિષ્ય ગણાય કેમ. ૧
માયા પ્રભુ પાછી વળી પ્રસારે, છે શિષ્ય આ દંપતિ ઉર ધારે;
છે કૃષ્ણ આત્મા સહુનાજ સ્વામી, તે ભાન ભૂલી રહેતાં વિરામી. ૨

૧૫

ગોરાણીએ શ્રીહરિ શિષ્ય ધારી;
લેવા કાજે મોકલ્યા કાષ્ટ ભારી,
સુદામાને શ્રીહરિ સાથ ચાલ્યા;
લેવા કાષ્ટો વનના માર્ગ ઝાલ્યા. ૧

---

૧૩ ગીતિ ૧૪ ઈન્દ્રવજ્રા. ૧૫ શાલિની.

૧૬

કાપે સરપણ હરિ આગળ જાય, સુદામા પાછળ રહી જાય;
ગરીબ અવસ્થા દુર્બળ અંગ, કેમ પહોંચે શ્રીકૃષ્ણજી સંગ. ૧
રહ્યા સુદામો પાછળ એક, જ્યાં ગાઢી ઝાડી છે છેક;
રાક્ષસ એક મળ્યો છે ત્યાંય, સુદામાને ઝાલ્યો બાંહ્ય. ૨
પાડયો પૃથ્વી ઉપર જેમ, બોલ્યો રાક્ષસ મુખથી એમ;
અરે બ્રાહ્મણ ક્યાં તારો કૃષ્ણ, બતાવ જોવો મારે છે દ્રષ્ટ. ૩

૧૭

થર થર સુદામો થરથરે, વિક્રાળ રાક્ષસ જોઇને;
મરવું ખરૂં પણ કૃષ્ણને, બતલાવું હું નહિ મોહીને. ૧
મુજ મિત્ર જે શ્રીકૃષ્ણ તેની, સ્નેહથી રક્ષા કરૂં;
આ અસુર મારે ખાય મુજને, તો ભલે હું ના ડરૂં. ૨
હીંમત ધરી બીકને કરી પરી, મુખ એવું ઓચરે;
શ્રીકૃષ્ણ ક્યાં છે ક્યાં ગયા, તે જાણતો નથી હું અરે. ૩
મુજ અંતરે એ છે વશ્યાં, સર્વ સ્થળે છે તે રહ્યા;
નવ પાપી પેખે એહને, સતીયા તણે અંતર વસ્યા. ૪
અસુર અસુરી ગુણથી, ધસી આવીયો બહુ રીસથી,
શિક્ષા સુદામાને કરી દાબ્યો ચરણ દઇ ભીસથી. ૫

---

૧૬ ચોપાઇ. ૧૭ હરિગીત.

પ્રેમી સુદામો છે હરિનો ભયથી ગયો નહિ તે ડરી,
એવે સમે શ્રીકૃષ્ણજીએ સાહ્યતા આવી કરી. ૬

૧૮

છે ભક્ત આધિન પ્રભુ કરી સાહ્ય આવ્યા,
દેખી પ્રભુ દુર થકી સુખથી પોકાર્યા;
નાસી જજો નિકટ આપ પ્રભુ ન આવો,
વિકાળ આ અસુર દુષ્મન છે તમારો.

૧૯

હાથે કુવાઢી લઇ કરી શ્રીકૃષ્ણ બળદેવ આવીયા,
વિકાળ રાક્ષસ હાથથી સુદામો મિત્ર બચાવીયા;
એ અસુરને શ્રીકૃષ્ણનું દ્વંદ્વ યુદ્ધ ત્યાં છે જામીયું,
રૂવે સુદામો પ્રેમથી શ્રીકૃષ્ણને ક્યારે મળું—૧

૨૦

સખાને બીધેલો નિરખી નયનોમાં નિર અતિ,
પ્રભુએ તે જોઇ ગિરજધર બોલ્યા જગપતિ;
લઇ ઉંચા આભે, અસુર કુર નાખ્યો ભૂમિપરે,
મુવો જોઇ વેરી, સુખ થકી સુદામો સ્તુતિ કરે.—૧

---

૧૮ વસંતતિલકા. ૧૯ હરિગીત. ૨૦ શીખરિણી

**૨૧**

જોઇ તારા સહુ ગુણોને દેવનો દેવ માનું,
છે તું સાચો જગતમાં ચિત્તાની ભ્રાન્તિ ટાળું;
હું છું તારો ચરણ શરણે, તે નમી પાય વંદું.
આનંદું હું જગત ઇશા મિત્ર મારો થયો તું.—૧

**૨૨**

કરી સુદામાએ તન મન થકી માનસી પૂજા,
થયો એ રોમાંચે નિરખી નયને ચતુર ભૂજા;
ઉભો સામો સ્થિર, જડવત થઇ દેહ સઘળી,
જગાડયો શ્રીકૃષ્ણે હૃદય પ્રીતથી જાય પીગળી.—૧

૨૩

કહે કૃષ્ણ સુદામા, અંતરમાં તું શું વિચારી રહ્યો;
પ્રાણાત્મા છે પાસે, જડવત્ ને વ્યાકુળ તું કેમ થયો. ૧
સુદામો કહે સ્વામી, મૃત્યુથી મુકાવ્યો આજ તમે;
છઉં હું તમ આભારી, શી રીતે વિસરીશ હું વાત મને. ૨

૨૪

નથી નથી નથી કીધો, કાંઇ ઉપકાર મેં તો,
ઉઠ ઉઠ ઉઠ જૈએં, આશ્રમે આપણે તો;

---

૨૧ મંદાક્રાન્તા. ૨૨ શિખરિણી ૨૩ ગીતિ. ૨૪ માલિની.

પડી ગઇ બહુ સંધ્યા, વાટ ગુરૂ શ્રી જોશે,
હળી મળી ત્રણ મિત્રો, અંતરે પ્રેમ પોશે. ૧
ઝટપટ ઝટ ચાલે, વાટ ઘરનીજ લીધી,
જગત જીવન દેવે, કાષ્ટની ભારી કીધી;
શિર પર લઇ ચાલ્યા, વન્ન વિકટ માહીં,
રજની તિમિર જેવી, ચાલતા હસ્ત સાહી. ૨

૨૫

સંધ્યા જામી ગગન ઘેરીને, વાદળાંઓ ચઢયાં છે,
અંધારૂં બહુ મૂશળ ધારે, મેહુલો વર્ષતો તે;
માથે ભારો શ્રમ થકી તેને, માર્ગ કઠીન લાગે,
ઉંચા નીચા વિકટ રસ્તે તો, ચાલતાં ઠેશ વાગે. ૧

૨૬

સાન્દીપ જોતા વાટ, કૃષ્ણ બળદેવ ન આવીયા;
સુદામો છે સાથ, કહો એ કયાં સીધાવીયા. ૧
સુશિલા! કહે સત્ય, તેં એને કયાં મોકલ્યા,
આવ્યા નહિ હજુ અત્ર, ચિત ચિન્તામાં છે અતિ. ૨

૨૭

સુશિલા કહે સ્વામીનાથ, સરપણ લેવા મોકલ્યા સાથ;
વાર ઘણી થઇ હમણા આવશે, સરપણના ભારા લાવશે. ૧

---

૨૫ મંદાક્રાન્તા. ૨૬ સોરઠો. ૨૭ ચોપાઈ.

૨૮

આ શું કર્યું તેં કામ, સતી થઇ આ શું કર્યું તેં કામ;
એ રાજપુત્રોને છે અલૌકિક, તે શું કરે એવાં કામ. સતી૦ ૧
રાત અંધારી મેઘઝીવાળી, વન વગડાનું કામ. સતી૦ ૨
વર્ષાદ વર્ષે દશા શી હશે, હારી બેઠો હું તો હામ. સતી૦ ૩
તડકો ન દેખે ટાઢ ન પેખે, કાયા સુકોમળ શામ. સતી૦ ૪
મોકલ્યા શાને એને તે વનમાં, સોંપ્યું કાષ્ટનું કામ. સતી૦ ૫
એ વિણ શિષ્યો બીજા છે ઝાઝા, કરવાને એવાં કામ. સતી૦ ૬
જાઉં શોધવા કાજે હું પુઠે, મુકી હું કામ તમામ. સતી૦ ૭

૨૯

સાન્દીપ ચાલ્યા શોધવા, શ્રીકૃષ્ણને બળદેવને,
ત્રણ ચાર બીજા શિષ્ય સાથે, ચાલ્યા સીધા વન મારગે;
અરે સુદામા કૃષ્ણ બળદેવ, એમ મુખ પોકારતા,
વનમાર્ગ કાપે વેગથી, નિશ્વાસ સાન્દીપ નાંખતા. ૧

શ્રીકૃષ્ણને બળદેવજીએ, સ્વર ગુરૂનો સાંભળી,
નિશ્ચિન્ત રહો ઉત્તર દીધો, ગુરૂ આવીએ ત્રણે મળી;
સાન્દીપ શાન્તિ પામીઆ, સ્વર સાંભળીને ત્યાં પળ્યા,
શ્રીકૃષ્ણ બળદેવ ને સુદામા, શિષનામીને મળ્યા. ૨

---

૨૮ આશોગાડી. ૨૯ હરિગીત.

૩૦

નિર્વિઘ્ને સહુ આવ્યા ઘેર, થાકેલા નિન્દ્રાવશ લહેર;
ચોસઠ દિવસ શ્રીકૃષ્ણજી રહ્યા, વિદ્યા લઇને પ્રવિણ થયા. ૧
ભણતાં બતાવતા પ્રભાવ, સાન્દીપને થયો ઇશ્વર ભાવ;
સાન્દીપને શુશિક્ષા જાણે એમ, પ્રભુ ઘેર આવ્યા કરશે ક્ષેમ. ૨

૩૧

આત્મારામ વસ્યા સંપૂર્ણ સહુમાં, અપૂર્ણ તે તો નથી,
માયા પાથરી માનવી મન વિષે, જોતા સહુ ને કશી;
એવા શ્રી પરીબ્રહ્મ ભાવ ધરીને, વિદ્યા ભણીને રહ્યા,
ભાવેથી ગુરૂ ચર્ણમાં નમી રહ્યા, દેવા ગુરૂ દક્ષણા. ૧

૩૨

કહે સુશિક્ષા પતિ એમ માગો, ગત્ પુત્ર તો પ્રભુ લાવી આપો;
મનુષ્ય દેહે સત્ ચિદ્દસ્વામી, તેનેજ શરણે રહેવું વિરામી. ૧

૩૩

પુત્ર વિના નહિ સુખ, વિયોગે અંતર પર જળે;
સુત વિણ વંધ્યા દુઃખ, ધન ધામ શા કામના. ૧
અન્ન ન ભાવે નાથ, નિદ્રા રાત્રીની ગઇ;
કહું છું જોડી હાથ, તમે કૃષ્ણને વિનવો. ૨

---

૩૦ ચોપાઇ. ૩૧ શાર્દુલ. ૩૨ ઉપેન્દ્રવજ્રા. ૩૩ સોરઠો.

૩૪

કૃષ્ણ દ્વારિકાં જાએ, તેની પાસે નાથ તમે યાચો,
ગુરૂ દક્ષણા માહીં, પુત્ર સજીવન કરી લાવે માગો.

૩૫

કોનો શીશુ સુત બાળ શાણી નાર, કોનો શીશુ સુત બાળ.
રૂણાનુંબંધે લેવાને દેવા,
આવે ને જાય થાય કાળ શાણી નાર. કોનો૦ ૧
અનિત્ય સંસારે નિત્ય નથી કંઇ,
મિથ્યા ઉપાધી જંજાળ શાણી નાર. કોનો૦ ૨
મોહ મમત વિટંબણા તજીને,
તત્ સત્ ચિત્ત લગાડ શાણી નાર. કોનો૦ ૩
સાચો સહોદર સાચો એ સુત છે,
સાચો એ સહુ પરિવાર શાણી નાર. કોનો૦ ૪

૩૬

બધું ખોટું સ્વામી, પણ સત્ કરી માનવું પતિ,
નથી બ્રહ્મ જ્ઞાની, મલીન મન છે વેષ્ટિત અતિ;
તમે જ્ઞાની સ્વામી, સ્થિર ચિત્ત કરી નિસ્પૃહી રહો,
પરંતુ હું માટે, વિભૂવર કને યાચક રહો.

---

૩૪ ગીતિ. ૩૫ "માયાને મુક મનવાર મારા બાળ માંયાને મુક" ૩૬ શિખરિણી.

૩૭

ઉઠી પ્રભાતના પહોરમાં, નિત્ય કર્મ આટોપી;
ગુરૂ બીરાજ્યા દર્ભાસને, શિષ્યો તેજના જ્યોતિ. ઉઠી૦ ૧
સાન્દીપ કહે શ્રીકૃષ્ણને, શી છે ઇચ્છા તમારી;
નિપૂણ થયા સહુ વેદમાં, શિખ્યા શાસ્ત્રની વાણી. ઉઠી૦ ૨
રાજ્ય નિતિ નિતિ ધર્મને, શાસ્ત્ર વિદ્યાઓ શિખ્યા;
સુખે સીધાવો સ્વભૂમિએ, પૂર્ણ હોજો સુઇચ્છા. ઉઠી૦ ૩

૩૮

ગુરૂને પ્રણમી બોલ્યા, બંધુ સહીત શ્રીકૃષ્ણજી
કૃપા છાયા અમો શિરે, રાખો શ્રી ગુરૂ દેવજી.—૧
હવે ઇચ્છા જવા દ્વારે, માતા પિતા કને પ્રભુ,
સેવા તે તિર્થની કરવા, છે આશા અંતરે વિભુ.—૨

૩૯

અગણિત ગુણી ગુરૂ દેવા, વિદ્યા દાન તણી દક્ષણા માગો,
કૃપા કરી શ્રી સ્વામી, મન ઇચ્છા હોયે તે સત્ય યાચો. ૧

૪૦

સાન્દીપસિદ્ધ ઋષિ વિચારે, શો ઉત્તર દેવોરે, સાન્દી૦
એવે આવ્યાં સુશિલા દેવી, સાન્દીપ કહે સતી માગોરે;
અસાર આ સંસાર સતી છે, મોહ મમતને ત્યાગોરે. સાન્દી૦ ૧

---

૩૭ "પધોરે પોપટ રાજા રામના" એ રાગ. ૩૮ અનુષ્ટુપ, ૩૯ ગીતિ. ૪૦ પદ.

કૃષ્ણ અને બળદેવ થયા છે સૃષ્ટિને સુખ કરતારે,
વિદ્યા ભણીને ઘેર સીધાવે, તે તારૂં દુઃખ હરતારે સાન્દી૦ ૨
શાણા એ શિષ્યો એમ બોલે, ગુરૂ દક્ષણા કંઈ માગોરે;
હું માગું શું એની પાસે, સતી તમે કંઇ યાચોરે. સાન્દી૦ ૩
એ શરણાંગત સહુના સ્વામી, વરદાતા કર સ્થાપેરે;
યાચો નવ યાચો પણ એતો, અંતર જ્ઞાની આપેરે. સાન્દી૦ ૪
સુશિલા કહે સ્વામી મારા, વરદાતા એ કહાવેરે;
તમે યાચના નથી કરતા તો, હું માગી લઉં હાવેરે. સાન્દી૦ ૫

૪૧

પંચભૂતના પ્રાણી, માયાવિજન પાસે સહુ માગે;
તેમાં લાજ ન આવે, કીર્તિ અર્થે ભિક્ષા તે આપે. ૧
શિષ્ય થઇને આવ્યા, સચરાચર વ્યાપક મારે દ્વારે;
ભવ્ય ભાગ્ય એ મારૂં, આપી દક્ષણા મુજને ઉદ્ધારે. ૨

૪૨

જય બ્રહ્માન્ડપતિ, જયે પૃથ્વીપતિ જય અલૌકિક ઇશ્વરા;
જય જય નોધારા આધાર, કાર્ય કારણે છે અવતાર;
મનુષ્ય જન્મ લીધો કીરતાર, સુર મૂનિવર સેવે છે સાર;
રાજ્ય પુત્ર થઇ અવતર્યા. —જય૦ ૧

---

૪૧ ગીતિ. ૪૨ "જય જગદિશા" એ રાગ.

જેમ યમુનામાં જંપલાવીને, વિષ ટાળ્યું વિષધર કાઢીને;
તેમ ટાળો દુઃખ મારૂં કીરતાર, ગુરૂ દક્ષણા માગું એ સાર;
છો સર્વજ્ઞ તમે ઇશ્વરા. —જય૦ ૨

ગયા યાત્રા પ્રભાસે જે વાર, જળમાં સ્નાન કર્યું તે ઠાર;
પુત્ર ડુબ્યો જળમાં તે વાર, તે શોધી લાવો કીરતાર;
એજ યાચું છું ઇશ્વરા. —જય૦ ૩

૪૩

કૃષ્ણ કહે માત માહરી, એવાં દેવોનાં કામો;
હું છું મનુષ્ય તે શું કરૂં, બીજો વર કંઇ માગો. કૃષ્ણ૦ ૧

મુવાં મનુષ્ય પાછાં જીવતાં, કહો કેમ ઘેર આવે;
મિથ્યા તજો ભ્રમણા તમે, રહો બ્રહ્મને ભાવે. કૃષ્ણ૦ ૨

કોનો પુત્ર ને કોણ માત છે, કોણ તાત સગાઈ;
ભ્રમણા એ સર્વ બ્રહ્માન્ડની, ખોટી માયા મિત્રાઇ. કૃષ્ણ૦ ૩

ભવના બંધન કાપવા, મુકો માયાને મમતા;
સર્વવ્યાપી સાચો સર્વમાં, જાણી રાખોની સમતા. કૃષ્ણ૦ ૪

જન્મ મરણ નથી એહને, એતો અમર છે આત્મા;
પુત્ર પતિ કે ગો લોકમાં, સર્વમાં છે પરમાત્મા. કૃષ્ણ૦ ૫

---

૪૩ " કોણુરે સમાની આ કામની "—એ રાગ.

હરિસુખ સ્વામિ વિનવે, ગુરૂ પત્નિને ભાવે;
સુશિલા મનં માને નહિં, કહે પ્રભુ પુત્ર લાવે. કૃષ્ણ૦ ૬

૪૪

સાન્દીપ કહે કહું સાચું, બ્રહ્મજ્ઞાનમાં મમ અંતર ગળીયું;
છો તમે સૃષ્ટિ ત્રાતા, તમ ચરણોમાં ભાગ્ય મારૂં ભળીયું. ૧
કરતા હરતા સ્વામી, બુદ્ધિ મારી રહી વિરામીને;
સતીને શિર વર દાતા, પુત્ર લાવી આપો પ્રસન્ન થઇને. ૨

૪૫

સુશીલા કહે શ્રી કૃષ્ણજી, કહેતો સુદામો સુજને,
રાક્ષસ હણ્યો વનમાં હરિએ, જે થયા શિષ્ય તમ કને;
છો મનુષ્ય રૂપે ઇશ્વરા, ગુરૂ દક્ષણા માગી દીઓ,
અમને કરી સનાથ દેવા, વિદાય વાટ પછી લીયો. ૧

કૃષ્ણે કછોટો વાળીયો, સાન્દીપની આજ્ઞા લઇ;
ગુરૂ પુત્ર લેવા નીકળ્યા, વલ્કલ અંગ ઉપર ગ્રહી,
બળદેવને સોંપી બધી, ગુરૂ દેવની સેવા વળી;
સાહ્યર તીરે શ્રી નાથ આવ્યા, મારી ત્યાં ડુબકી રળી. ૨

બહુ નામીને હરિ સુખ સ્વામી, પહોચીયા પાતાળમાં,
યમરાયના મંદીર વિષે, આવ્યા પ્રભુ પલવારમાં;

---

૪૪ ગીતિ. ૪૫ હરિગીત.

યમરાય ઉઠયા નાથ ત્રુઠયા, હસ્ત જોડી વંદતા;
દેખી ચતુર્ભુજ રૂપ ઇશનું હર્ષથી આનંદતા. ૩

૪૬

પ્રભુ ગયા પ્રથમ પાતાળેરે, પંચજન્ય વિદાર્યો તે કાળે;
યમરાજાને દ્વારે ગયા રસાતાળે, યમરાજા નમ્યા તે કાળે,
આનંદ ઉત્સવ દીવાળી આજ મારે, પ્રભુ પધાર્યા ઘેર મારે,
કાર્ય એવું શું હરિ છે, હું રંક પ્રભુ તમ આધારેરે, પંચજન્ય૦ ૧

૪૭

ગુરૂ પુત્રને લેવા, આવ્યો આજે હું તમ મંદીરે;
આપો સત્વર મુજને, જોખમદારી છે સૌ તમ શિરે. ૧
પંચજન્ય છે લાવ્યો, તેને રાખ્યો છે તમે યમરાજા;
હું આવ્યો છું અહીંયા, ગુરૂ દક્ષણામા એ સુત લઇ જાવા. ૨
આજ્ઞા આધિન થઇને, યમરાજા લાવ્યા છે બ્રહ્મ પુત્ર;
ક્ષમા કરો પ્રભુ મુજને, હું બંધાયો તમ પ્રીતિ સુત્ર. ૩
કાર્ય કર્યું મેં મારૂં, તમ આજ્ઞાએ આપ્યો આ બાળ;
સુખથી લઇ સિધાવો, હરિસુખ દેવા રહેજો કૃપાળ. ૪

---

૪૬ "મને સાલ થયા મોરારીરે" એ રાગ. ૪૭ ગીતિ.

## સાંદિપનો શોચ.

૪૮

સાંદીપ શોચ કરે મનમાં, બેઠા જેમ હોય વિકટ વનમાં—સાંદીપ૦
સુશિલાને કહે એ શું માગ્યું, મને બાણ વિયોગનું વાગ્યું:
મારૂં મન કૃષ્ણ પુઠે લાગ્યું. સાંદીપ૦ ૧
ગયા ક્યાં કૃષ્ણ પ્રભુ ન્યારા, અવગુણ ન જોશો પ્રભુ મારા,
દીવસ બહુ વિતિ ગયા દારા. સાંદીપ૦ ૨
નોધારાના આધાર એ સ્વામી, પૂરણ પુન્યે દરશન પામી;
સાંદીપ ગુણ ગાયે વિરામી. સાંદીપ૦ ૩
જુઓ રથ કૃષ્ણ તણો આવે, હરખે ગયાં સહુ જન તો સામે;
શ્રી કૃષ્ણને જોઇ હરખ પામે સાંદીપ૦ ૪
લાવ્યા હરિ સાંદીપનો સુત, પરમાનંદ પામી અચ્યુત;
પ્રફુલ્લ થયાં સુશિલા પંચ ભૂત. સાંદીપ૦ ૫
ગુરૂજીને પ્રણમે ગોવિન્દ શુશિલાને પ્રણમે આનંદ;
તમે ગુરૂ રૂપે છો વંદ્ય. સાંદીપ૦ ૬
કૃષ્ણ બળદેવ બન્ને વિર, કહે આપો રજા ગુરૂ ધિર;
હરિ સુખ સ્વામી નામી રહ્યા શિર. સાંદીપ૦ ૭

---

૪૮ " વાટડી જોઉ છું રે વહાલા " એ રાગ.

૪૯

આજ્ઞા માગી ગુરૂ પાસે, સીધાવ્યા દ્વારિકાં પુરી;
મળી ભેટી સહુ સાથે, હર્ષાશ્રુએ રહ્યા ઝુરી. ૧

૫૦

કૃષ્ણ અને બળદેવજી ગયા, સુદામા પણ ભણી રહ્યાં;
ગુરૂની આજ્ઞા માગી જાય, સુદામો સુદામાપુરી માંહ્ય. ૧

દુર્બળ અંગ દરીદ્રી દશા, ત્યાં સુખની તે શી આશા;
જ્યાં નહિ ખાવા મુઠી જાર, ત્યાં વાધ્યો ઝાઝો પરિવાર. ૨

સુદામાને ઘેર છે સતી નાર, દુર્બળ દશાથી થઇ બેજાર;
ભૂખે બાળક સહુ ટળવળે, તે જોઇ સ્ત્રીનો આત્મા બળે. ૩

સુદામો નવ માગે ભિખ, વિદ્યાવંત પણ ટુંકું નશીબ;
દુઃખ વેઠે સદ્ગુણી સ્ત્રી જાત, અન્ન વિના કાઢે દિનરાત. ૪

સતીને બહુ સંતાપે હરિ, પૂર્ણ કસોટી સતીની કરી;
સતીને તત્ સતનો આધાર, સેવે હરિસુખ દેવ મોરાર. ૫

૫૧

સુદામો શુશીળ ઘણો દેહ બ્રાહ્મણની આવ્યો;
વિદ્યા નિપૂણ વેદ ચારમાં, દોષ પૂર્વના લાવ્યો. સુ૦ ૧

---

૪૯ અનુષ્ટુપ. ૫૦ ચોપાઇ. ૫૧ " વૈદર્ભી વનમાં વલવલે " એ રાગ.

ભિક્ષાવૃત્તિ ત્યાગી રહ્યો ગૃહસ્થ ધર્મને ધારી,
દરીદ્ર દશાથી ઘેરાઇ ગયો, દુઃખી છે સતી નારી. સુ૦ ૨
સતી કહે પતિ સાંભળો, ઇશ કોપ્યા છે જાણો,
વિદ્યા છતાં રિદ્ધિ સિદ્ધિનો પડયો ટોટો પ્રમાણો. સુ૦ ૩
વિદ્યા તે શા કામની કોપ્યા જ્યાં ત્રિપુરારી,
પૂર્વના દોશો આવી નડયા, તે શકે કોણ ટાળી. સુ૦ ૪
સ્વામી તમે કહો છો સદા, મિત્ર કૃષ્ણને કીધા,
એવા મિત્રને તમે વિનવો, પુછો દોશ શું લીધા. સુ૦ ૫
રૂક્ષ્મણીના કંથ રીઝવો, કરે દરીદ્ર ઓછું,
યાચના કરી કંઈ ધન લીઓ, તો આ બાળકો પોશું. સુ૦ ૬
અન્ન વિના બાળક ટળવળે, ક્યાંથી લાવવું મારે,
પૂર્વના પાપ આવી નડયાં, માગી ભીખ ન આવે. સુ૦ ૭
હરિસુખ સ્વામીને વિનવો, કહું છું નાથ પ્રણામી,
દરીદ્રતાનું દુઃખ દુર કરો, શ્રીકૃષ્ણ મોરારી. સુ૦ ૮

૫૨

સુદામો કહે શ્રી હરિ મિત્ર મારા, એ તો સર્વે બોલ છે સત્ય તારા;
કર્મો મારા પૂર્વના ભોગવું હું, શાણી તું છે હું વધુ કહું તને શું. ૧
સુદામાની સ્ત્રી કહે સ્વામી મારા, વિશ્વાધિશા મિત્ર તો છે તમારા;
એ સર્વેશ્વર સર્વના અન્ન ભર્તા, આપે માગ્યું, યાચજો વિશ્વકર્તા. ૨

---

૫૨ શાલિની.

૫૩

દામોદર છે દયાનિધિ, તેની પાસે હું જાઉં;
દર્શન કરીએ દેવનાં, હું તો કૃતાર્થ થાઉં. દામો૦ ૧
મિત્ર ભાવે મળું એહને, દુઃખ દાખવું મનથી;
ઠાલે હાથે તો જવાય નહિ, નમી એકલાં તનથી. દામો૦ ૨
ભેટ હોય કંઇ મુકવા, મિત્રના પગ માંહી;
લાવ સતી લઇ જાઉં તે, પામું સંતોષ ત્યાંહીં. દામો૦ ૩
સતી સુલક્ષણી શાણી છે, સુદામાજીની નારી;
નિશ્વાસ નાખતી તે વદી, ભરી નેત્રોમાં વારી. દામો૦ ૪
ચપટીએ ચોખા છે નહિ, સ્વામી ઘંટીને ગાળે;
લાવું પાડોશીને ઘેરથી; જો કોઈ માગ્યું રે આલે. દામો૦ ૫
આળ લાવી તે સુલક્ષણી, ખાંડી ભરડીને આપી;
વિદાય કીધા નાથને, આશા અંતર રાખી. દામો૦ ૬
સુદામો શ્રી સાંચર્યા, દ્વારામતિની વાટે;
સ્મરણ હરિસુખ દેવનું કરે હ્રદય નિવાસે. દામો૦ ૭

૫૪

કાપી પંથ ઘણો ઘણેક દિવસે દ્વારામતિ આવીયા,
નાહ્યા નિર્મળ નિર ગોમતિ વિષે, સુખી સુદામા થયા;

---

૫૩ પધારે પોપટ રાજા રામના. ૫૪ શાર્દુલ.

કંથાકોપી ન વસ્ત્ર જર્જરી બંધાં, ને દેહ છે દુબળી;
તે દેખી વૃદ્ધ બાળ યૌવન હસે, ને તાળી પાડે વળી. ૧

૫૫

નદી ગોમતિ તીર દ્વારામતિ છે,
શ્રી કૃષ્ણના પાદથી શોભતી છે;
રૂડા ગોખને જાળીયાં મહેલ ઉંચા;
રૂડા ચારૂને ચોક નીલમના ત્યાં. ૧

બહુ પુષ્પ સુગંધીને પારીજાત,
વસે કૃષ્ણજી ત્યાં સહુ રાણી સાથ;
છજાં જાળીયાં બારીયો સર્વ જોતાં;
સુદામાજી શ્રીકૃષ્ણને દ્વાર પો'ચ્યા. ૨

પ્રભુ સોળ શસ્ત્રે દિસે સોળ સહસ્ત્ર,
સુદામા જુવે શ્રી હરિ સર્વ અત્ર;
મનોભાવથી પ્રેમ છલકાઇ જાય,
સુદામાજી અંતરમાં હરખાય. ૩

કરે ઉંચી દૃષ્ટિ અમીની ભરેલી,
શ્રીકૃષ્ણ સનમુખ જે છે ઠરેલી;

---

૫૫ ભૂજંગી.

પ્રેમાંજલી હર્ષ અશ્રુથી આપે,
હરિસુખના દેવ જુવે ઉલ્લાસે. ૪

૫૬

રૂડી ઉંચી અટારી ઉભા શ્રી હરિ,
નિજ મિત્ર સમીપમાં દૃષ્ટિ કરી;
ઝટ આવી ઉભા સનમુખ પ્રભુ,
કર ઝાલી સુદામા શું ભેટયા વિભુ. ૧

સુખ અંતરમાં વધ્યું બાળ સખા,
નિર્મળ અતિ પ્રેમના મિત્ર હતા;
દુર્બળ દીન મિત્રની જોઈ દશા,
હરિસુખના દેવ દયાથી હશ્યા. ૨

૫૭

લાવ્યા ઝાલી હાથ શ્રી નાથ સાથ,
નિવાર્યા છે દુઃખ દારીદ્ર નાથ;
બેસાડયા છે બાજઠે બાંહ્ય ઝાલી,
નવાડે શ્રીકૃષ્ણની સર્વ નારી. ૧

---

૫૬ તોટક. ૫૭ શાલિની.

૫૮

દેખીને શામ હસેરે, સુદામાને દેખીને શામ હસેરે.
કંથા છે કોપીન ફાટેલાં વસ્ત્રો, દુર્બળ અંગ દીસેરે;
જર્જરી વાંસની જેષ્ટિકા હાથે, જળપાત્ર તુંબડી દીસેરે. સુ૦ ૧
જુની છે ઝોળી જે પાછળ લટકે, ચપટી ચોખા દીસેરે;
ભેટ તેની શ્રી હરિને સુદામાએ, ભાવથી આપી હસેરે. સુ૦ ૨
સર્વાંગ જોઇ સુદામાજી કેરૂં, સહસ્ત્ર રાણીઓ હસેરે;
હાડનું પિંજર મિત્ર તમારા, અડતાં ભય છે વસેરે. સુ૦ ૩
કૃષ્ણ કહે સર્વાંગ ચોળીને, નવરાવો વિના હસેરે;
તેલ સુગંધીથી મિત્ર મારાને, શાન્તિથી કાન્તિ થશેરે. સુ૦ ૪
તેલના મર્દન અંગે કરાવી, સ્નાન સુગંધી કરાવ્યાં;
નાનાવિધ પકવાન કરાવી, સુદામાને આરોગાવ્યાં સુ૦ ૫
મિત્રની સેવા મોહને કીધી, પાય તલાસી રહ્યારે;
સ્નેહ ભાવે હરિ સુખનો સ્વામી, સુદામા જોઇ રહ્યારે. સુ૦ ૬

૫૯

બહુ બહુ બહુ શાન્તિ મિત્રને ઘેર પામ્યા,
ભવ ભવ ભવ કેરાં, દુઃખ દારિદ્રય વામ્યા;

---

૫૮ " ગલીઅનમે ગિરધારી આવત મોરી " એ રાગ— ૫૯ માલિની.

નમી નમી નમી બોલ્યા, નેહ લાવી સુદામા,
મમ ગતિ અનુસરતાં, ભેટ લ્યો શાળ દાણા. ૧

છઉં જ બહુ દુર્ભાગી, ને દરિદ્રી હું જાતે;
મમપર અમી દ્રષ્ટે, કીધી છે શાન્તિ આપે,
પરમ સુખ હું પામ્યો, આપથી મિત્ર મારા;
હરિ સુખ પતિ લાવ્યો, દાસ આ શાળ દાણા. ૨

૬૦

લીધા છે તાન્દુલો, નિજ ભગતના ભાવ ધરીને,
સ્વીકારી છે સેવા, દુર્બળ દશા દૂર કરીને;
દીધી રિદ્ધિ સિદ્ધિ, નિજ સમ કર્યો મિત્ર મનથી,
સુદામા પુરીમાં, પર્ણકુટી કરી મ્હેલજ સમી. ૧

૬૧

હરિના મનનું કળતાં શ્રી બધું,
તજશે શું મને વળી વિશ્વ વિભુ;
ગૃહી હસ્ત કહે સતી રૂક્ષમણી,
બધું દીધું મને નવ દેશો વળી. ૧

હવે મિત્રને આપ વિદાય કરો,
સંતોષથી ભક્તિએ શાન્તી કરો;

---

૬૦ શિખરિણી. ૬૧ તોટક

પ્રભુ આપ સમાન કીધોજ તમે,
રખે નાથ તજો વળી આપ મને. ૨

ભવ તારણ ભક્ત ઉધારણ છો,
આ સંસારના કાર્યના કારણ છો;
તમ મિત્ર સનાથ થયો હે પતિ,
હરિ સુખ પ્રભુ વિનવે શ્રી સતી. ૩

૬૨

નવ જાણે સુદામા, તાન્દુલ લઇ દીધી રિદ્ધિ સિદ્ધિ,
ચિન્તા ચિત્તમાં કરતા, નવ દારિદ્રય ગયું શું લેખ વિધિ. ૧

કરવા ભક્ત કસોટી, કૃષ્ણ કહે કેમ શા કામે આવ્યા,
તમે મિત્ર છો મારા, અંતર વાતો કરવા મન ભાવ્યા. ૨
ઝાઝે વર્ષે મળીયા, કામ કંઇ હું સરખું કહો કરીએ,
મન ઇચ્છા દર્શાવો તમને સંતોષ્યાથી અમે ઠરીએ. ૩
ચપટી ચોખા લાવ્યા, પણ ભાવ્યા બહુ સુજને સુદામા,
હરિ સુખ સ્વામી વિનવે ભક્તાધીન થઇને બેઠા સામા. ૪

૬૩

નથી નથી નથી ઇચ્છા આપનો સ્નેહ યાચું,
મથી મથી મથી બીજું, એ વીના શું હું માગું;

---

૬૨ ગીતિ. ૬૩ માલિની.

સકળ જગત માંહી, સર્વ વસ્તુ અનિત્ય,
અવિચળ પદ તારૂં, સ્વામી છે નિત્ય સત્ય. ૧

૬૪

સાચા સાથી થાજો, એજ યાચના મારી છે સ્વામી.
સુદામાપુરીએ જાવા, આજ્ઞા આપો વિનવું પ્રણામી. ૧

૬૫

સુદામા સિધાવો, સુખ રૂપ સુદામાપુરી મહિં,
મળો મારી ભાભી, મુજ તરફની આશિષ કહી;
હરો સૌ ઉચાટો તન મન તણા મિત્ર સતીના,
કહો જઇ પ્રણામો, સોળ સહસ્ર રાણીશ્રી વતીના. ૧

૬૬

સોળ સહસ્રો સહુ સાથે, કૃષ્ણે મિત્ર પુજા કરી;
હળી મળી ઉભા સામાં ભક્તાધીન થઇને હરિ. ૧
વળાવ્યા વિભુએ મિત્ર, સુદામા પંથ પરવર્યા;
આપ્યાં વસ્ત્રો લીધાં પાછાં, હતા તેવા વળી કર્યા. ૨

૬૭

હતો ભક્ત સુદામો સાચો, તેણે સંતોષ મનમાં રાખ્યો,
હરિના દર્શનથી થઇ તૃપ્ત, વીસરી ગયા છે સર્વ વિપત્ત. ૧

---

૬૪ ગીતિ ૬૫ શાખરિણી ૬૬ અનુષ્ટુપ. ૬૭ રાગ ઓખાહરણનો.

વળી વિમાસે નિજ અવસ્થા, ઘેર જવું પડશે અમસ્તાં;
બાળકો કહેશે શું લાવ્યા બાપા, ત્યારે મારવાં પડશે ફાંફાં ૨
પતિવ્રતાં બેઠી હશે આશે, બાળકો પતિનું લાવેલું ખાશે;
મને ઠાલો જોઇ થાશે નિરાશ, પ્રભુ પુરશે તેની આશ. ૩
એનો આશ્રય મારે છે સાચો, મિથ્યા સંસારનો મોહ કાચો;
હરિ જેમ રાખે તેમ રહેવું, હરિસુખ દેવને સૌ સોંપી દેવું. ૪

૬૮

ભક્તિ સુદામાની સાચી, અવિચળ ભક્તિ સુદામાની સાચી.
સાચો છે સ્નેહી શ્રી હરિ કેરો, વહે સદા સ્વાર્થ ત્યાગી. અ૦ ૧
મોહ મમતને તૃષ્ણાને તોડી, કૃષ્ણથી છે બહુ રાગી. અ૦ ૨
દીધું ન દેવે તો પણ સેવે, નિષ્કામીએ ભિક્ષા ન માગી. અ૦ ૩
સૃષ્ટિના કર્તા ભૂમિના ભર્તા, ભક્તભિરૂ મહા ભાગી. અ૦ ૪
એવા અલૌકિક અખંડાનંદની, મૈત્રી સુદામાએ બાંધી. અ૦ ૫
તે કેમ ભૂલે દુઃખમાં ડુલે, સાચો સ્નેહી દુર ભાગી. અ૦ ૬
ભક્તિ ન ભુલે પ્રેમમાં ઝુલે, તેને શું દે હરિ ત્યાગી. અ૦ ૭
બ્રહ્માન્ડ પતિએ ભીડ છે ભાગી, કીધો સુદામો સુભાગી. અ૦ ૮
શ્રી હરિસમ સહુ રિદ્ધિ દીધી, તે સુદામે વાત ન જાણી. અ૦ ૯
હરિસુખ દેવે આપ્યું અલૌકિક, વિદાય કીધો વખાણી. અ૦ ૧૦

---

૬૮ આશાગોડી.

૬૯

વિદાય થઇને ચાલ્યા સુદામા, નિજ ધામે જાવાનેરે. (૨)
વિચારના વમળે વેરાયા, વળી ભક્તિમાં ભમતારે.
પ્રભુએ શું આ પ્રેમ બતાવ્યો? રાખે મનમાં સમતારે. વિ૦ ૧
નિરાશ મન છે કાંઇ નવ પામ્યા, ઉદરનું પોષણ કરવારે;
વિચાર શુન્ય થયો સુદામો, નિરાશાથી ડગ ભરવારે. વિ૦ ૨
બાળકો જોશે ઠાલે હાથે, ઘેર જઇશ હું જ્યારેરે;
પત્ની પુછશે પતિ શું લાવ્યા, ઉત્તર શો દઇશ ત્યારેરે. વિ૦ ૩
અનેક તર્ક વિતર્કો કરતા, આવ્યા છે નિજ ગ્રામરે;
પોળે પેસતાં થઇ છે ભ્રમણા, ક્યાં ગયું મુજ ધામરે. વિ૦ ૪
સુદામા અહિં તહિં શોધે છે, ભૂલા પડયા તે ઠામેરે;
ઝુંપડીને સ્થળ મહેલ ઝરૂખા, કીધા હરિ સુખ શામેરે. વિ૦ ૫

૭૦

ક્યાં ગઇ મારી ઝુંપડી, આતે કોનો અવાસ,
કોણ આ નૌતમ નારી છે, બેઠી હીંડોળા ખાટ. ક્યાં૦ ૧
લક્ષ્મી તણો અવતાર છે, દાસ દાસી છે પાસે,
બાળકો બેઠા છે સાથમાં, વાયુ ઢોળે ઉલ્લાસે. ક્યાં૦ ૨
દાસીઓ ઉભી હીંચોળતી, નિજ બાઇને કેવી,

---

૬૯ પદ. ૭૦ " વૈદરભી વનમાં વલવલે " એ રાગ.

બાળક સાથમાં શોભતી, જાણે અજાઈ દેવી. ક્યાં૦ ૩
આ નહીં મારી ઝુંપડી, આ અજાણ્યો અવાસ;
જાઉં પાછો અહિંથી ફરી, કદી મારે કોઇ લાત. ક્યાં૦ ૪
ફાંફાં મારતા ત્યાં ફરે, હવે કરૂં શું હાય;
હરિસુખ પ્રભુ વહારે આવજો, સુદામાની ગ્રહી બાંહ્ય. ક્યાં૦ ૫

૭૧

બેઠી હીંડોળા ખાટ જોતી, વાટ સુદામા સતી,
દેખીને દૃષ્ટિ માંડતાં, ઝટ ઓળખી કાઢયો પતિ;
આવો પધારો હે પ્રભુ, પુરણ કૃપા પ્રભુની થઇ,
દારીદ્રય દૂર થઇ પતિ, થયા મહેલને ઝુંપડી ગઇ. ૧
શ્રીકૃષ્ણની કરૂણા થકી, રિદ્ધિ વધી સિદ્ધિ મળી,
છે ભક્ત વત્સલ નાથ સ્વામી, ચિન્તા તમારી સૌ ટળી;
જળને સ્થળે સ્થળ જે કરે, સ્થળને સ્થળે જળ રેલતા,
હરિસુખ દેવની અગમ લીલા, ભીડ ભાગી ભક્તે છે છતા. ૨

૭૨

કરી કરૂણા બાંળમુકંદે, જોઇ સુદામો મન ઉમંગે;
સ્તુતી કરે છે તન મનથી, તારા વિના હરિ કોઇ નથી. ૧

---

૭૧ હરિગીત. ૭૨. ઓખાંહરણનો રાગ.

તું છે નોધારાનો આધાર, તું છે દીન ઉપર દયાળ;
તું છે સાચાનોરે સાથી, તું છે સંસારીનો પંથી. ૨

તું છે બુડતાનો હરિ તારો, તું છે ભવસિંધુનો આરો;
તું બ્રહ્માન્ડપતિ તું છે ઈશ, તું અનંતને તું જુગદીશ. ૩

તું છે પૃથ્વી વાયુને તેજ, તું આકાશને જળમાં છેજ;
તું છે સર્વત્રમાં ઓતપોત, તું છે મિત્ર અને મુજ ભ્રાત. ૪

તું છે સ્વામી ધન સુત દારા, પ્રભુ છો તમે આધાર મારા;
મારી બાંહ્ય ઝાલી શ્રી નિભાવો, તત્‌સત્‌જ્ઞાન મારે ઉર લાવો. ૫

તારી કૃતિ ગતિ છે અખુટ, કેમ પાર હું પામું મૂઢ;
ઋષિ મૂનિ સર્વ વિરામ્યા, કોઇ તારો પાર ન પામ્યા. ૬

મહા તપધારી જપે તપે, પણ તમ દર્શન નહિ સ્વપ્ને;
એવાં અખંડ દર્શન આપ્યાં, મારાં દુઃખ દારીદ્રો કાપ્યાં. ૭

જેવી કરૂણા હું ઉપર કીધી, તેવી સતીયોને દેજો સિદ્ધિ;
પ્રભુ તમને જે આરાધે, તેને બંધન કોઇ ન બાંધે. ૮

તમે ભકતોમાં ભક્તિ ભરજો, આવાગમન સૃષ્ટિના હરજો;
હરિચરણ શરણ સુખ માગું, નમી નમી નિરંતર યાચું. ૯

મારા દોષો ન જોશો સ્વામી, તમ શરણે રહું હું વિરામી;
હરિસુખ દેવ પ્રણામું પ્રીતે, મને પાળજો દાસની રીતે. ૧૦

૭૩

સુદામો વિચારે, નિજ પુત્રનેતો ઉપવિત દેવા;
શ્રી હરિ તેડું દ્વારે, હર્ષે મળી કરૂં તેની સેવા;
લખું પત્રિકા પ્રભુને, ભક્તાધીન આવો વાંચી વેગે;
વાળી વેળા મારી, હરિસુખના જે દેવ કૃપાળુ છે.

૭૪

સ્વસ્તિશ્રીરે દ્વારામતિ શોભતી, જ્યાં વિરાજે ગુરૂજીને મિત્ર,
કુટુંબ સર્વત્ર, કંકોતરી મોકલું. ૧

લખે સ્નેહે સુદામો પ્રણામ તે, તમે સ્વિકારો શ્રીકૃષ્ણ વીર,
ધરણીધર ધીર, કંકોતરી મોકલું. ૨

મારે હૃદય મંદીર વસેલા પ્રભુ, આવો પ્રત્યક્ષ દેવાને દર્ષ,
થશે બહુ હર્ષ, કંકોતરી મોકલું. ૩

રિદ્ધિ સિદ્ધિ તણા તમે સ્વામી છો, તમે દાતા દયાના ભંડાર,
નમુ શ્રી ઉદાર, કંકોતરી મોકલું. ૪

પ્રભુ સચ્ચિદાનંદ સ્વરૂપને, કરૂં નમ્ર વિનંતિ એહ,
દેશો નહિ છેહ, કંકોતરી મોકલું. ૫

તમે રિદ્ધિ દીધી, સિદ્ધિ કીધી, ગુપ્ત રહી કીધાં ભક્ત કામ,
અંતર વસ્યા શામ, કંકોતરી મોકલું. ૬

---

૭૩ ગીતિ. ૭૪ કંકોતરીનો રાગ.

માયા મમતા ભર્યો કરૂં વિનતી, તમારા પુત્રના ઉપવિત પ્રસંગ,
પધારો ગોવિન્દ, કંકોતરી મોકલું. ૭

મારો જન્મ સફળ પ્રભુજી કર્યો, હવે આવી તમારે અવાસ,
કરો શ્રી નિવાસ, કંકોતરી મોકલું. ૮

હરિ સુખ દેવ અંતર સુખ આપીને, કરો જન્મની ભીતિ દૂર,
કૃપાળુ છો પુર, કંકોતરી મોકલું. ૯

૭૫

સાંદીપને શ્રીકૃષ્ણ, ઉભય પધાર્યા સુદામા દ્વારે,
નિજ સ્ત્રી સાથે સુદામો, શ્રી હરિના શુભ ચર્ણો પ્રક્ષાલે;
પૂજન અર્ચન કરીને, કરે પ્રસન્ન શ્રી ગુરૂ શ્રી કૃષ્ણ પ્રભુ,
તમે પ્રભુ છો મારા, કૃપાઘના છો હરિ સુખ દેવ વિભુ.

૭૬

સંકટ વિહારી, હરિ દારિદ્રય કાપ્યું;
હર્ષ ઉર હર્ષ ઉર, હૈયે પુર શરણ શરણ શરણ.
કીધો છે કૃતાર્થ દેવ, શરણે રાખો અહમેવ.
દાસ હું તું મારો દેવ, સ્વિકારો પ્રભુજી સેવ.
સાનીધે રહો મહાદેવ, અવસાને અહમેવ.
મોહ મુકત કરો દેવ, બંધ તોડી તતખેવ.

---

૭૫ ગીતિ. ૭૬ " ખંતેથી નમીએ તને અંતે વિનવિએ " એ રાગ.

રહો નામ તારૂં હૈયે, શરણે પ્રભુ તારે છીએ;
અહો નિશ નામ લૈએ, હરિસુખના દેવ કહીએ. શરણ શરણ શરણ.

ॐ श्री शिवाय नमः

નમો વાસુદેવાય નંદનંદન નમો નમો.
નમો દેવકી સુતાય, યશોદા સુત નમો નમો.
નમો વિરાટ રૂપાય, નમો સહસ્ત્રાવતારને.
નમો હરિસુખ દેવાય, ભવો ઉદધિ તારને.

—૦—

# મદાલસા ઋતુધ્વજ.

૧

પૂર્વે થયો શત્રુજીત રાજન, તેનો ઋતુધ્વજ નામે તન;
બહુ હતો પરાક્રમી પુત્ર, અરી દમન અને તે પવિત્ર. ૧
ગુણ રૂપ તણો નહિ પાર, દેવાંશી ઋતુધ્વજ કુમાર;
બુદ્ધિશાળી વિવેકી તેહ, પુન્યશાળી પવિત્ર એહ. ૨
કરે ગમત રમત અવનવી, રાજપુત્રને જે મન ગમી;
ઘણા રાજપુત્રો આવે રમવા, ગાઈ વગાડી આનંદ કરવા. ૩
એક અશ્વત્તર નામે નાગ, તેના પુત્રો બે મહા ભાગ;
આવ્યા બ્રાહ્મણ વેશે ત્યાંય, રાજ પુત્ર રમે છે જ્યાંય. ૪
કીધી તેણે પણ મિત્રાચારી, રમવા આવે છે દાડી દાડી;
બહુ થયો અન્યો અન્ય સ્નેહ, લાગ્યો અંતરથી બહુ નેહ. ૫
નવ આવે જો નાગ કુમાર, ઋતુધ્વજ કરે વિચાર;
નવ અન્ન જળ ઋતુધ્વજ લીયે, નવ રહે ઘડી એકલો એ. ૬
ના આવ્યા નાગ પુત્રો એક વાર, ઋતુધ્વજના કરવા દેદાર;
રહ્યો ઋતુધ્વજ ઉદાસી માંહી, નાગ પુત્રો પણ તેમ ત્યાંહીં. ૭

---

૧ ચોપાઇ.

**નાગ** અશ્વત્તરે પુછી વાત, પુત્ર રોજ ક્યાં જાઓ છો આપ;
કોની સાથે તમારે થઇ પ્રીતિ, મૃત્યુ લોકમાં કહો કથી. ૮
ક્યાં જઇ તમે દિવસ ગાળો, તમે રાત્રીએ પાછા છો આવો;
સાચું કહો તો શાન્તિ વળે, મૃત્યું લોક કેમ જાઓ છો તમે ૯
કોણ મિત્ર ને કોણ છે જ્ઞાતે, મારા પુત્રો સાચું કહો આપે;
હરિસુખ દેવને સાક્ષી રાખો, સત્ય વચન મુખેથી ભાખો.૧૦

૨

કહે નાગ પુત્રો સુણો પિતા છે, ઋતુધ્વજ પૃથ્વી વિશે,
છે શત્રુજીતનો પુત્ર રૂડો, વિવેકી ડાહ્યો દીસે;
વિનય કરી બહુ વહાલથી, અમૃત સમી વાણી વદે,
શુરવીર એ ઋતુધ્વજ એની, જોડ બીજો નહિં થશે, ૧
છે વર્ણશ્વેતને મનહરણ, રૂપ ગુણનો ભંડાર છે,
નથી ગર્વ એને મન કુંવર તેજનો અંબાર છે;
તે રાજપુત્રથી મિત્રતા, અમને થઇ કંઇ કાળથી,
બહુ સ્નેહના બંધન થકી, એક એકથી જુદા નથી. ૨
રમીએ અમે જમીએ અમે, ઋતુધ્વજ સાથે રહી કરી,
પ્રિય પૂજ્ય મારા પિતાજી આ વાત સાચી છે કહી;

---

૨ હરિગીત.

દૈવી ગુણો છે એહમાં, સંપત્તિ દૈવી સહુ રહી,
છે મનુષ્ય દેહે દેવ રૂપે, સદ્ મતિ સાત્વિક રહી. ૩

યોગી મને સાત્વિક ગુણે, બ્રહ્મચર્ય વૃત્તિ ધારીને,
કરે રાજ વૈભવ સૃષ્ટિમાં, રહ્યો મન વૃત્તિ વારીને;
સુરાતની તન એહનું, ગુણ દેખીતા અર્જુન સમા,
દેવાંશી કેરૂં ચિત્ર એ છે રહે સ્થિર હરિસુખ દેવમાં. ૪

૩

અહો પુત્ર સુપુત્ર તમે જે કહો,
સુણી હર્ષ થયો મન મારે અહો;
સદ્ ગુણ ભર્યો તમ મિત્ર રૂડો,
શુરવીર વિચાર વિષે જ ઉંડો. ૧

ગુણ દૈવી અને દેવાંશી વળી,
તમ સાથે રહે અતિ હેતે મળી;
ધન ભાગ્ય તમારૂં અહો! તનરે,
હું કરૂં કંઇ સુકૃત તેનું અરે. ૨

કહો કામ કંઈ ઋતુધ્વજ તણું,
બનતું રૂચતું કરૂં તેહ તણું;

૩ તોટક.

અરે મિત્ર સપાત્ર કુળે જનમાં,
કરે કાર્ય અકાર્ય બધાં મનનાં. ૩
તમ મિત્ર થયો તો કરો બનતું,
ઋતુધ્વજનું કાર્ય કંઇ અંગનું;
તમ સ્નેહ સફળ કરો શિશુઓ,
હરિસુખ પ્રભુજી પ્રસન્ન થયો. ૪

૪

નાગપુત્રો કહે સુણો પિતા, ઋતુધ્વજની પૂર્વની ગીતા;
પછી કામ એનું કરી આપો, એના સંકષ્ટ સર્વે કાપો. ૧
ઋતુધ્વજે જે કહ્યું છે અમને, અમે વિધિએ તે કહીએ તમને;
ગાલવ નામે ઋષિ એક, શત્રુજીત પાસે આવ્યો તે નેક. ૨
સાથે લાવ્યો તે એક અશ્વ, અશ્વ અલોકિક આપે યશ;
કહે ગાલવ સાંભળ ભૂપ, અમે યજ્ઞ માંડયો અનુપ. ૩
આવે ત્યાં દૈત્ય વારંવાર, કરે યજ્ઞશાળા ખુવાર;
પાડે ભંગાણુ એ મહા પાપી, અનેક રૂપ ધરીને અદ્યાપિ. ૪
કરે જપ તપમાં તે ભંગ, પીડા કરે તે અતિ અંગ;
જ્યારે અતિશય હું પીડાયો, મહા નિશ્વાસ હુંથી મુકાયો. ૫

૪ ચોપાઇ.

પડયો અશ્વ આ આકાશેથી, જોઇ વિચારૂં હું મનેથી;
એવે થઈ ત્યાં આકાશવાણી એમ, સાંભળ શત્રુજીત ધરી પ્રેમ. ૬

"અશ્વ થાકયા વિના પૃથ્વી ફરશે, આખી પૃથ્વી સૂર્યમંડળ વિશેઃ
સૂર્ય સાથે ફરવા સમર્થ, અમે તેજ આપ્યો તને અશ્વ. ૭

આકાશ પૃથ્વીને પાણીમાં, વેગે ફરશે અશ્વ સૃષ્ટિમાં;
નહિ ગતિ થશે એની ભંગ, નહિ થાકી જશે એનું અંગ. ૮

ફરશે અશ્વ એ ઠામે ઠામ, તેથી "કુવલય" અશ્વનું નામ;
શત્રુજીતનો જે છે પુત્ર, ઋતુધ્વજ મહા પવિત્ર. ૯

તે એ અશ્વના ઉપર ચઢશે, પાપી દૈત્યોને તેહ હણશે;
ઋતુધ્વજ થશે બહુ સુખી, કીર્તિ પામશે સાંભળ ઋષિ." ૧૦

અહો શત્રુજીત રાજન, એવાં થયાં અદૃશ્ય વચન,
હું અશ્વ લઈ આવ્યો તું પાસ, દૈત્ય મારવો એ મન આશ. ૧૧

માટે આપ તું પુત્રને આજ્ઞા, રખે કરતો મારી તું અવજ્ઞા;
ધર્મ જાળવવો એ ક્ષત્રીનું કામ, માટે આવ્યો ધરીને હામ. ૧૨

શત્રુજીત બહુ છે વિવેકી, ધર્મ કાર્યમાં છે નેક ટેકી;
શુભ વિધિને મંગળ દાન, યુધ્ધે મોકલવાનું વિધાન. ૧૩

કીધો ઋતુધ્વજને તૈયાર, આજ્ઞા આપી થાઓ સવાર;
જાઓ ઋષિની સાથે તમે, જય પામજો કહું છઉં અમે. ૧૪

યશ કીર્તિ લઇ ઘેર આવો, ક્ષત્રી કુળને તમે દીપાવો;
કરો દુશ્મનને તમે દુર, સર્વાંગે વધો અતિ શુર. ૧૫

ગયો ગાલ્રવ સાથે કુમાર, જેના દેવાંશી છે આચાર;
કરે રક્ષા ગાલ્રવ તણી, હરિસુખ ઇષ્ટ સેવા ઋષિની ગણી. ૧૬

૫

ગાલવ સમાધીમાં હતા, દુષ્મન રાક્ષસ આવીયો.
વારાહ રૂપ ધરી કરી, આવ્યો ખરો નવ ફાવીઓ;
મૂનિતણા શિષ્ય સહુ મળી, બૂમાટ ત્યાં મચાવીઓ.
કુવલય અશ્વારૂઢ થઇ, ઋતુધ્વજ ત્યાં ઝટ આવીઓ. ૧

ધનુષ્યનો ટંકાર તેણે, વેગથી કીધો બહુ
વરાહ વીંધ્યો તે ક્ષણે, મરતાં વરાહ નાઠો સહુ;
નાઠો લઇ જીવ તે ક્ષણે, વનઝાડીમાં છુપાવવા;
પાછળ પડયો ઋતુધ્વજ તેની, ઝાલ્રી પકડી લાવવા. ૨

વરાહ રૂપે અસુર તો નાસી ગયો બહુ વેગથી,
પૃથ્વી તણી ગુફા વિષે, સંતાઇ પેઠો તે ધસી;
ઋતુધ્વજ પણ પાછળ ગયો, એ ઘોરગુફાની મહિં,
બહુ શોધતો આગળ વધ્યો પહોંચ્યો તે પાતાળે જઈ. ૩

---

૫ હરિગીત.

શોધ્યો બધે પાતાળમાં પણ અસુર હાથ ન આવીયો,
બહુ છે મનોહર શહેર મોટું, ત્યાં ઋતુધ્વજ આવીયો;
ભમતો ગયો તે શોધમાં; એક શહેરમાં તે આવીયો,
વિશાળ ભૂમિ છે મનોહર, નિરખવા ઉભો રહ્યો. ૪
છે ઇન્દ્રપુરીના સમું, એ શહેર જે નજરે પડ્યું;
પણ પુરૂષ કો દીસે નહિં ત્યાં, જુવે ઋતુધ્વજ એ નવું;
આગળ વધ્યો એક નાર દીઠી, વેગમાં ત્યાંથી જતી,
પુછવાની વૃત્તિ થઇ એને, જાતની તે કોણ હતી. ૫
ઋતુધ્વજ પુછે નાજની કહે કોણ તું ક્યાં જાય છે,
આ કોણનો અવાસ છે, કેમ તું ઉતાવળી થાય છે;
કોણે તને અહિં મોકલી, શામા તું સાચું સહુ કહે;
નવ બોલી નારી બોલ એકે, મૂન્ય થઇ જાવા ચહે. ૬
ચાલી બહુ ઉતાવળી, ચઢી મહેલમાં તે સુંદરી,
ઋતુધ્વજ વિસ્મય પામતો, પાછળ જવા વૃત્તિ કરી;
નિજ અશ્વ બાંધી તે સ્થળે, ચાલ્યો તે નારી પુઠળે,
પુઠે ગયો ત્યાં સુંદરી, જોઇ ચિત્ત ચગડોળે ચઢે. ૭
રૂપ યૌવના છે સુંદરી, સુવર્ણ સેજ બીછાવીને,
બહુ રૂપ રંભા નારનું, ઋતુધ્વજ નીરખે આવીને;
દેખી અલૌકીક સ્વરૂપ એનું, દેવાંગના છે એ ખરે;
સર્વાંગ શોભીત અંગ જેનું, ઋતુધ્વજ શું વર્ણન કરે. ૮

ઋતુધ્વજને જોઇ સુંદરી, ઉઠી તે શૈયાથી તહાં,
બહુ શોભતો શુરવીર ઋતુધ્વજને દીઠો જહાં;
બાળા થઇ બેબાકળી, નાજુક કળી સમ જે હતી,
અરે કોણ આ છે દેવ કે શું, આશ્ચર્ય મનથી તે થતી. ૯

કોઇ દેવ કે ગંધર્વ કે કોણ, ભાગ્યશાળી એ દીસે,
આવો રૂડો નર નજરથી દીઠો નથી પૃથ્વી વિશે;
આ વિકટ સ્થળમાં શી રીતે એ આવીયો નિર્ણય બની,
વિચારતાં વિસ્મય થઇ હરિસુખ દેવની ન્યારી ગતિ. ૧૦

૬

થઇ બેબાકળી નાર તો બીચારીરે,
કોણ મહાભાગ, છે શું નાગ, ઇન્દ્રરાજ, કે મહારાજ;
પૃથ્વીપતિ સ્વામીરે, થઇ૦ ૧

થઇ ગઇ બહુ મોહગ્રસ્થ નારીરે,
થઇ બેભાન, રહી ન સાન, ને નિશ્વાન, સ્વરૂપવાન;
ધરણી ઢળી નારીરે, થઇ૦ ૨

બેઠી ત્યાં સખી તાડપત્ર ઝાલીરે,
વ્યાકુળ મન કરે પવન મંદ મંદ સુખકંદ;
હસ્ત શિર પંપાળીરે, થઇ૦ ૩

---

૬ જગત વંદ્યને વંદીએ પ્રણામીરે—એ રાગ.

સાવધ તો થઇ, નિશ્વાનને બીચારીરે;
આસ પાસ જુવે ખાસ રાખી આશ, નાખે નિશ્વાસ;
હરિસુખ પ્રભુ સંભારીરે, થઈ૦ ૪

૭

સચેત બાળા થઇ જ્યારે જાણી,
હર્ષથી વદે ઋતુધ્વજ વાણી;
કહો શું છે આમ થયાં અચેત,
સર્વાંગ શિથીલ ગયું સચેત. ૧

છો કોની કન્યા, કેમ છો એકાન્ત;
કહો શાણી છે કોણ તમારો કાન્ત,
છો એકલાં કેમ ન દાસી દાસ;
માતા પિતા કયાં સખી એક પાસ. ૨

૮

સાવધ થઇ સખીને કહે કન્યા, વીતી વાત કહે મારીજી;
મારે મુખે કહેતાં બેની, આવે લજ્જા ભારી. વીતી વદતાંજી. ૧
સખી કહે હે શાણી મારી, આજ્ઞા હું તારી પાળુંજી;
આવેલા શુરવીર નર પાસે, અથ ઇતિ ઉચારૂં. વીતો૦ ૨

---

૭ ઇન્દ્રવજ્રા. ૮ " સાંભળરે તું સજની મારી, "—એ રાગ.

કામધેનુ એ કહેલાં વચનો, આવ્યાં સર્વે યાદજી,
રાક્ષસને હણનારો તારો, સ્વામી થશે મહા ભાગ. વીતી૦ ૨૧

કોણ હશે અસુર હણનારો, ને પ્રીતિ તમ શું લાગીજી.
કામધેનુનું અસત્ય ન હોયે, વિચાર કરવા લાગી. વીતી૦ ૨૨

શુરા સુંદર શુરવીર નર તમે, કહો કોણ છો આપજી,
શા કારણથી આવ્યા અહિંયા, સાચું કહો મહારાજ. વીતી૦ ૨૩

તમે દાનવ છો કે દેવ કે ગંધર્વ, કે કિન્નર કે નાગજી,
મનુષ્યદેહતો નથી તમારી, નવઆવે મનુષ્ય આ માર્ગ. વીતી૦ ૨૪

મનુષ્યની ગતિ નથી આવવાની, તમે ગતિ તે કીધીજી,

આણે વધ અસુરનો કરશે, તે થાશે તુજ સ્વામીજી,
એ આશા ધેનુએ આપી, બેઠી ધૈર્યે વિરામી. વીતી૦ ૧૨

હું પણ એ કન્યાની સ્નેહી, સખી 'કુંડલા' નામજી,
વિંધ્યાચળ પિતા છે મારો, પુષ્કરમાલિ મુજ શામ. વીતી૦ ૧૩

શુંભ નામના દૈત્યે માર્યો, પુષ્કરમાલિ ગંધર્વજી,
પતિ ગયો તિર્થાટન કરૂં હું, રાખી સાધવી ધર્મ. વીતી૦ ૧૪

દિવ્ય ગતિએ ફરૂં સહુ સ્થળ, સખી પ્રેમને લીધેજી,
અહિયાં આવી રહી છું સાથે, નથી જતી કંઇ બીજે. વીતી૦ ૧૫

મને ખબર એવી થઇ કે, દુષ્ટ અસુર એ થયોજી,
રૂપ વરાહનું લઇ કરીને, મૃત્યુ લોકે ગયો. વીતી૦ ૧૬

વીંધ્યો તેને બાણ મારીને, રક્ષણ મુનિનું કીધુંજી,
કોણે વીંધ્યો કોણ આવ્યું અહિં, તે જોઈ મેં લીધું. વીતી૦ ૧૭

આવી જલદી જોઇ હું તમને મારી સખીની પાસેજી,
તમે પણ મારી પાછળ આવ્યા, અસુર શોધની આશે. વીતી૦ ૧૮

તમને જોઇને સખી મદાલસા, મોહ ગ્રસ્ત થઇ મનેજી,
મુર્છા આવી ઢળી તે ધરણી, સુધબુધ ભૂલી અનંગે. વીતી૦ ૧૯

દેવાંશી દર્શન તમ સુંદર, શુરવીર ને કામીજી,
ઇચ્છા મદાલસાની એ થઈ કે, એને કરૂં મુજ સ્વામી. વીતી૦ ૨૦

કામધેનુ એ કહેલાં વચનો, આવ્યાં સર્વે યાદજી,
રાક્ષસને હણનારો તારો, સ્વામી થશે મહા ભાગ. વીતી૦ ૨૧

કોણ હશે અસુર હણનારો, ને પ્રીતિ તમ શું લાગીજી.
કામધેનુનું અસત્ય ન હોયે, વિચાર કરવા લાગી. વીતી૦ ૨૨

શુરા સુંદર શુરવીર નર તમે, કહો કોણ છો આપજી,
શા કારણથી આવ્યા અહિંયા, સાચું કહો મહારાજ. વીતી૦ ૨૩

તમે દાનવ છો કે દેવ કે ગંધર્વ, કે કિંન્નર કે નાગજી,
મનુષ્યદેહતો નથી તમારી, નવઆવે મનુષ્ય આ માર્ગ. વીતી૦ ૨૪

મનુષ્યની ગતિ નથી આવવાની, તમે ગતિ તે કીધીજી,
સાચી વાત કહો સર્વ તમારી, જેમ મેં અમારી કહી દીધી. વીતી૦ ૨૫

કામધેનુએ ધારેલો સ્વામી, મારી સખીનો થાયજી.
તેને સોંપી સખી મારીને હું જાઉં તપોવન માંહ્ય. વીતી૦ ૨૬

મદાલસાને સુખી જોઇને, અંતર મારૂં ઠરશેજી,
આત્મા આનંદ પામી વૃત્તિ, હરિગુણ દેવમાં વળશે. વીતી૦ ૨૭

નથી હું તો દેવ, નથી અસુર કે ગંધર્વપતિ,
ભજું હું મોરારી, મનુષ્ય રૂપ છું હું ભૂમિપતિ. ૧

શુરો શત્રુજીત, તન છઉંજ તેનો સુણ ત્રીયા,
મુનિ રક્ષા માટે, કુવલય લઇ આવીયો હીંયાં;
થયો હું તો પુઠે, અસુર તણી શોધે અહિં સુધી,
બહુ વેઠી તસ્દી, વીતી વિગત જાણો પછી બધી. ૨

વિગતે શું કેંવું, સનમુખ સહુ છે થઇ ગયું,
જુવો વિચારીને, નિંમિત હતું તે થઇ રહ્યું;
પ્રતાપી આ અશ્વે વિકટ પંથમાં છે ગતિ કરી,
કૃપાશ્રી દેવાની, હરિસુખ પ્રભુને રહું સ્મરી. ૩

૧૦

કેહે કુંડલા હરખ પામી, ખરે તમેજ એમના સ્વામી
સરવે સત્ય કહી તમે વાણી, મારી સખીનો ગ્રહો પાણી. ૧

સત્ય થઈ સુરભી વાણી આજ, થઇ મદાલસા મહા ભાગ,
તું કામ ધેનુને અનુસરી, તેણે આશા પૂર્ણ તારી કરી. ૨

કરો ગંધર્વ વિવાહ વિધિ, એવી યાચના કુંડલાએ કીધી,
જોઇ ઉભય દંપતિનું મન, કુંડલા કરે તુંબરૂનું ચિંતવન. ૩

---

૧૦ ચોપાઈ.

ગંધર્વ કુળ તણો તુંબરૂ, તેનું ચિંતવન કુંડલાએ કર્યું;
દર્ભ સમીધ લઇને હાથ, આવ્યો તુંબરૂ ત્યાં શાક્ષાત. ૪

કીધાં વેદ વિધિએથી લગ્ન, થઇ અંતરમાં બહુ મગ્ન;
ફર્યાં દંપતિ મંગળ ફેરા, થાય ઉચાર વેદો કેરા. ૫

પરણ્યાં મદાલસા ઋતુધ્વજ, તુંબરૂ જવાને થયા સજ;
આશિષ દઇ ગયા સ્વસ્થાન, થઇ કુંડલા સંતુષ્ટ માન. ૬

સખી સ્નેહ ભાવની રીતે, કહે કુંડલા મદાલસાને પ્રીતે;
એની મળ્યો તને શુરો સ્વામી, અતિ સંતોષ હું મન પામી. ૭

હવે જઇશ હું તો તપ કરવા, જન્માંતર તણા પાપ હરવા;
શુરા ઋતુધ્વજ રાજન, કહું શીખ તે સાંભળો મન. ૮

તમો સર્વ ગુણોથી ભરેલા, સહુ પુરૂષમાં શ્રેષ્ટ ઠરેલા;
હું સ્ત્રી જાતિ નથી યોગ્ય, તમને શીખામણ દેવા યોગ્ય. ૯

તો પણ સ્નેહના બંધને કરી, શીખ આપવા હીમત કરી;
કહું સત્ય વચન અહો વીર, તમે સાંભળજો ધરી ધીર. ૧૦

પતિ પત્નીનું પોષણ કરતા, તેથી કહે છે ભાર્યાના ભર્તા;
માટે તન મન ધનથી સ્નેહ, રાખો મદાલસાથી નેહ. ૧૧

ધર્મ અર્થ કામને મોક્ષ, થાએ સાધવીથી સહુ ભોગ;
સ્રીએથી છે કાર્યની સિદ્ધિ, સ્રી સંતુષ્ટ તો છે નવનિધિ. ૧૨

અન્યો અન્ય પાળી નિજ ધર્મ, કરે ધર્માર્થનું જે કર્મ;
થાય સિદ્ધ સફળ યશ વાધે, સર્વ કામનાને યોગ સાધે. ૧૩

ઉભય અખંડ પ્રીતિમાં રહેજો, સહુ સૃષ્ટિના સુખ લેજો;
અહો મદાલસા તને ધન્ય, સુખ ભોગવ અખુટ મન. ૧૪

પામી સંતુષ્ટ હું મન આજ, હવે જાઉં છું તપને કાજ;
પરમાનંદમાં પ્રીતને જોડી, ભવ બંધન નાખવા તોડી. ૧૫

પામી સંતોષ હું મન આજ, હવે જાઉં છું તપને કાજ;
બેની આશા થઇ પૂર્ણ તારી, શિરે આશિષ એજ છે મારી. ૧૬

ચિરંજીવને વંશની વૃદ્ધિ, ઉભય દંપતિ પામો સમૃદ્ધિ;
હરિસુખ દેવ તને સાહ્ય થાય, મારૂં અંતર આશિષ ગાય. ૧૭

૧૧

મળી કુંડલા ચાલી, બહુ બહુ મુખે આશિષ વદી,
ભરાયું છે હૈયું, ઉભય દંપતિને રહી નમી;
લઇ આજ્ઞા ચાલી, હૃદય દ્રવિત રાજ તનયા,
હવે ક્યારે જોઉં, સુખકર છબી તુજ કુંડલા. ૧

સતી ઉડી ચાલી, નિજ તપ અને દિવ્ય ગતિએ,
દુઃખી મારા દિલે, પ્રિય સખી વિના એકલી અરે;

---

૧૧ શિખરિણી.

દુઃખી દારા જોઇ, ઋતુધ્વજ બહુ શાન્ત્વન કરે,
પ્રિયા હાવે જૈએં, અહિં રહી દુઃખો આવીજ નડે. ૨

શિરે ગાજે શત્રુ, અસુર ગૃહમાં ના વધુ રહો,
બહુ વિઘ્નો આવે, ઘડી પલ જતાંરે શિર અહો;
ત્વરાએથી બેસો, કુવલય કર્યો મેં સજ અહિ,
ધરી ઇષ્ટ ધ્યાન, હરિસુખ રહે માર્ગની મહીં. ૩

૧૨

અશ્વે ચડી ઉભય જાય વેગે,
આવી ચડયા દનુજ પુત્ર પુઠે;
પોકારી બોલ્યા લઇ જાય છે રે,
ઝાલો જુઓ શત્રુજ આપણોરે. ૧

પાતાળકેતુ સુણીને પોકાર,
સૈન્યા લઇ સજ થયો તે વાર;
છે ચોર છે ચોર વદેજ મુખે,
રે કયાં જશે આંહીંથી એહ સુખે. ૨

કયાં જાય છે તું લઇ રાજકન્યા,
શસ્ત્રો લઇ ઉલટી સર્વ સૈન્યા;

---

૧૨ ઉપેંદ્રવજા.

જ્યાં દેવ આવે નહિ ત્યાં તું આવ્યો,
છે કોઇ સાધક હરિસુખ કાવ્યો. ૩

૧૩

આવ્યા રાક્ષસો દોડી અપાર પાતાળકેતુ સૈન્ય સાથેરે.
સામ સામા છોડી હથીયાર પાતા૦ ૧
થાય ધનુષ્ય તણો ટંકાર પાતા૦
શસ્ત્રે છવાયું સર્વ પાતાળ પાતા૦ ૨
શુરો ઋતુધ્વજ છોડે છે બાણ પાતા૦
દૈત્ય અસુરનો વાળ્યો ઘાણ પાતા૦ ૩
ઋતુધ્વજે લીધું ત્વષ્ટાનું અસ્ત્ર પાતા૦
માર્યું પાતાળકેતુને તે શસ્ત્ર પાતા૦ ૪
પડયો પાતાળકેતુ દૈત્ય સાથ પાતા૦
ઘાણ વાળ્યો દૈત્ય સમુહ સંગાથ પાતા૦ ૫
કર્યો સર્વ દૈત્યોનો સંહાર પાતા૦
લઇ મહાલસા હૈયાનો હાર પાતા૦ ૬
કુવલય અશ્વે થઇ સવાર પાતા૦
આવ્યો નિજ નગરીની માંહ્ય પાતા૦ ૭
શત્રુજીતને લાગ્યો પાય પાતા૦

---

૧૩ સુણો દીક્ષી તખ્ત ધરનાર એ રાગ.

શત્રુજીત કહે પુત્ર ધન ધન પાતા૦ ૮
જેને હોય તુજ સમ શુરો તન પાતા૦
વળે પિતૃને સંતોષ મન પાતા૦ ૯
થજો કુળદીપક એવા તન પાતા૦
પામે પિતૃઓ સ્વર્ગ સદન પાતા૦૧૦
ઋતુધ્વજ તને હજો બહુ સુખ પાતા૦
યશકીર્તિ તું પામ અખુટ પાતા૦૧૧
વધો સંતતિ ધન પરાક્રમ પાતા૦
તારો સફળ હજો સહુ શ્રમ પાતા૦૧૨
રહો મંદાલસા સહિત અખંડ પાતા૦
રાજ કરો નિતિએથી નવ ખંડ પાતા૦૧૩
લઈ સંસારે નાના વિધ સુખ પાતા૦
રહો ઉભયને પરમાત્મા સન્મુખ પાતા૦૧૪
કહે આશિષ નાના વિધ તાત પાતા૦
ગાજે શિર હરિસુખ દેવ સાક્ષાત પાતા૦૧૫

૧૪

ઋતુધ્વજે રાક્ષસ સહુ માર્યાં, દિવસો સુખમાં સહુ ગાળ્યા. ઋ૦ ૧
સેવા માત તાત તણી કરતો, મદાલસા મનવૃત્તિ હરતો. ઋ૦ ૨

---

૧૪ " વાટલડી જોઉં છું રે વહાલા. " એ રાગ.

સતી શાણી મદાલસા તેવી, રહે સાસુ સસરાને સેવી. ઋ૦ ૩
પતિવૃત્ત પાળે છે પ્રેમે, સતી સાધવીના નિયમે. ઋ૦ ૪
શત્રુજીત કહે ઋતુધ્વજને, ઋષિઓની રક્ષા તું કરને. ઋ૦ ૫
અશ્વે ચઢી સવારમાં જાય, મુનીઓને પીડે રાક્ષસ જ્યાંયે. ઋ૦ ૬
નિયમ રાખો નિત્ય જવું વ્હારે, ઋષિઓની રક્ષા કરવી તારે. ઋ૦ ૭
આજ્ઞા શિર પિતાની ચઢાવી, ઋષિઓની શેવા સ્વિકારી. ઋ૦ ૮
સાંજે ઘેર આવી ગમત કરતો, મદાલસા રાણીને મળતો. ઋ૦ ૯
ઘણો કાળ એમ વહી ચાલ્યો ઋતુધ્વજે શાન્તિમાં ગાળ્યો. ઋ૦૧૦
સુંદર વહે યુમના નિર જ્યાંય, અશ્વે ચડી ઋતુધ્વજ ત્યાં જાય. ઋ૦૧૧
પાપી દૈત્ય તાલકેતુ જેહ, પાતાળકેતુ કેરો બંધુ તેહ. ઋ૦૧૨
બંધુ વેર વાળવાને કાજે, આવી બેઠો દૈત્ય ત્યાં આજે. ઋ૦૧૩
સ્વરૂપ મહા મુની તણું લીધું, તપો બળી ડોળ ઘાલી દીધું. ઋ૦૧૪
મુની મહા તપો બળી જાણી, ઋતુધ્વજ ઉભો અશ્વ ઝાલી. ઋ૦૧૫
કહે મુની ઋતુધ્વજ મહા ભાગી, લગની મારી ઇશ્વરથી લાગી. ઋ૦૧૬
મારે કરવો યજ્ઞ મહા મતિ, મારી પાસે દ્રવ્ય કશું નથી. ઋ૦૧૭
મારૂં કહ્યું કરે જો તું આપ, તારી કંઠમાળા મને આપ. ઋ૦૧૮
પૈસા વના યજ્ઞ નવ થાય, વિમાસણ વધી મન માંહ્ય. ઋ૦૧૯
મારૂં વચન માની સર્વ સાચું, માળા આપો એટલું યાચું. ઋ૦૨૦
વળી કહું એટલું હું બીજું, આવાહન હું કરૂં વરૂણનું. ઋ૦૨૧
ધરૂં ધ્યાન જળમાં જઇ એનું, આવાહન પૂજન કરૂં તેનું. ઋ૦૨૨

પાછો આવું હું ત્યાં સુધીભાઈ,આશ્રમમારોસાચવતું આંહી. ઋ૦૨૩
અસુર કોઇ કરે ન રંજાડ, સાવધ રહી ઋતુધ્વજ સંભાળ. ઋ૦૨૪
ઋતુધ્વજ સતવાદી શુરો, કપટ જાળે ભૂલ્યો છે પુરો. ઋ૦૨૫
આપી નિજ કંઠ તણી માળા, કરે મુની તણા કાલાવાલા. ઋ૦૨૬
નિર્ભય થઈ પધારો ઋષિ, સંભાળીસ સર્વ હું થઈ ખુશી. ઋ૦૨૭
મુની તમે આવશો અહીં જ્યારે, સોંપી તમનેહું જઇશ ત્યારે. ઋ૦૨૮
ગયો તાળકેતુ જળ માંહ્ય, ઋતુધ્વજ ચોકી કરે ત્યાંય. ઋ૦૨૯
કપટ જાળ સમજ્યો નહિ રાય,વિશ્વાસ છે હરિ સુખ દેવમાંહ્ય. ઋ૦૩૦

## ૧૫

માળા લીધી તાળકેતુએ, હરખ ભર્યો તે ચાલ્યોરે
માયાવી આશ્રમ પોતાનો, ઋતુધ્વજ સ્વાધીન આપ્યો. મા૦ ૧
ચોકી કરેતે તન મનથી ત્યાં, જાણે નહિ કંઇ મર્મ રે;
પાતાળકેતુનું વેર લેવા, કરે તાળકેતુ આ કર્મ. મા૦ ૨
ત્યાંથી તાળકેતુ ગયો વેગે, શત્રુજીતને દ્વારે રે;
મદાલસાને સર્વ જનો શું, બોલે વાણી વિચારે. મા૦ ૩
ઋતુધ્વજ તો મારે આશ્રમે, કરતો હતો રખેવાળી રે,
અસુર બહુ ત્યાં આવ્યા તેથી,યુધ્ધે ચઢયોપૂન્યશાળી. મા૦ ૪

---

૧૫ "ધન્ય જશોદા ધન્ય જશોદા—એ રાગ."

માર્યા અસુર બહુ યુદ્ધ કરીને, નિજ પરાક્રમ બળથીરે;
છેવટ એકલો પહોંચીવળ્યો નહિ અસુરનીમાયાછળથી. મા૦ ૫

ભાલો વાગ્યો છે ઋતુધ્વજને, હૈયા મધ્યમાં વેગે રે;
પ્રાણ ગયા છે શુરવીર કેરા, પ્રાણ જતાં કહ્યું છે મુને. મા૦ ૬

કહેજો મારા પિતાજીને, આ સમાચાર તમે રે;
યુદ્ધે ઘેરાઇ પ્રાણ હું છોડું નહિ મળું સર્વને હું હવે. મા૦ ૭

માળા મારી કંઠની આપું, તે આપજો જઇને ઘેર રે;
શોચ કરે માત તાત મદાલસા,તેને દેજો ધિરજ બહુ પેર મા૦ ૮

માળા તેણે કંઠેથી આપી, પછી છે પ્રાણ તો છાંડયા રે;
અગ્નિદાહ કર્યો છે એને, સહુ તપસ્વિઓએ મળી ત્યાં. મા૦ ૯

અશ્વ એનો કુવલય હતો તે કરતો દુખે પોકાર રે;
આમ તેમ દોડે હણહણતો, કોણ કરે તેની વ્હારરે. મા૦૧૦

એનો અશ્વ અસુરોએ લીધો, રાખ્યો છે નિજ ધામરે;
હું નિભાગી જોઇ એ સર્વે, કહેવા આવ્યો આ ઠામ. મા૦૧૧
વેગે આવ્યો વૃત્તાંતજ કહેવા, દુખી હૈયું છે મારૂં રે;
લ્યો આ માળા ઋતુધ્વજની,નથી એ તપસીને સારૂ. મા૦૧૨
ચાલ્યો અસુર મુકીને માળા, કપટરૂપ નવ જાણ્યું રે;
હરિસુખસ્વામીશું વિઘ્નઆનાંખ્યું દુઃખદાવાનળઆણ્યું. મા૦૧૩

૧૬

શત્રુજીત કરે હાહાકાર, અરે દૈવ શું કર્યું,
મારા રંક તણું મહા રત્ન પલકમાં શું હર્યું. ૧
જાણી ત્રાસ દાયક આ વાત ચઢયો ક્રોધ તાતને,
દુઃખે ઘેરાયું ઘર કુટુંબ મૂર્છા હુવી માતને. ૨
થયા સાવધ આપો આપ વિલાપો બહુ કર્યાં,
અરે દૈવે શું દીધું દુઃખ આ તે પાપ શાં નડયાં. ૩
સતી મદાલસાએ જાણી વાત પડયા પ્રાણ સ્વામીના,
છોડયા દેહથી તેણે પ્રાણ રહી ના પતિ વિના. ૪
થયો નગરમાં હાહાકાર ચોરે ને ચૌટે બધે,
કરે દુઃખનો સહુ પોકાર ઋતુધ્વજ મુઓ અરે. ૫
અરે ગયો શત્રુજીતનો તન શુરો અને મહારથી,
એથી હોય બીજું શું દુઃખ કહેવા મુખે કથી. ૬
રૂવે શત્રુજીત હૈયા ફાટ વિપત્તિ આ શી થઇ,
ગયો ઋતુધ્વજ જેવો પુત્ર મદાલસા વધુ ગઇ. ૭
શત્રુજીત કહે હરિ હાય દયા દૈવને નથી,
ઋતુધ્વજ સમો સુપુત્ર હવે મળવો નથી. ૮

---

૧૬ સીતાજીના મહીનાનો રાગ.

અરે સર્વ સબંધ અનિત્ય નથી નિત્ય સૃષ્ટિમાં,
કોને રોવું સંભારવું હોય અસત્ય છે દ્રષ્ટિમાં, ૯
માયા બંધનમાં પડ્યું મન, ભુલાવે છે ભાન એ,
જ્ઞાની પુત્ર દેવાંશી નર, પરમાર્થી પ્રાણીએ.૧૦

ગયો સ્વર્ગ થયો કૃત કૃત્ય સફળ થઇ જીંદગી,
ઋષિ રક્ષા કરતાં દેહ, તજી ગયો ફંદની.૧૧
ઋણાનુબંધથી ધર્યો જન્મ, મનુષ્યનો મહારથી,
ઋણ વાળી ચાલ્યો નિજ ધામ, રહ્યો રોઇ સ્વારથી.૧૨

મારી સેવા કરનારો પુત્ર, આજ્ઞા તણો સુત્ર એ,
ગોબ્રાહ્મણનો પ્રતિપાળ, દેવાંશી હતો ખરે.૧૩
સતી સાધવી વહુના સહિત, થયો કૃત કૃત્ય એ,
જન્મ સફળ કરી તજી દેહ, થયો તત્ સત્ એ.૧૪

માટે શોચ ન કરશો જન, કરો દાન પૂન્યને,
ટાળો અંતરનો પરિતાપ, કરે જે દહન છે.૧૫
કરી જ્ઞાન વચનોથી બોધ, શત્રુજીત શાન્તિએ,
મદાલસાને કરવા અગ્નિ દાહ, ગયો છે સ્મશાનને.૧૬
આપી પુત્રવધુને જલાંજલી, સંપૂર્ણ ક્રિયા કરી,
સ્નાન કરી આવ્યો નિજ ધામ, સંભારીને શ્રીહરિ.૧૭

શાન્તિ શાન્તિ ઇચ્છે શત્રુજીત, ઋતુધ્વજને સંભારીને,
શાન્તિ આપો હરિસુખના દેવ, પ્રાયશ્ચિતો નિવારીને.૧૮

૧૭

આવ્યો રાક્ષસ આપીને હાર, ઋતુધ્વજ બેઠો જે ઠાર;
બોલ્યો કપટી મીઠી વાણી, ઋતુધ્વજે કંઇ નવ જાણી. ૧

અહો શૂરવીર રાજકુમાર, કીધી ચોકી તેં બહુ વાર;
હું કરી આવ્યો નિવૃત્તિએ કામ, જે જે ધાર્યું હતું તે તમામ. ૨

વરૂણ યાગ બધો થયો સિદ્ધ, મારે માટે તેં શ્રમ બહુ લીધ;
હવે જા ભાઇ તારે ઘેર, મારૂં કાર્ય થયું રૂડી પેર. ૩

ઋતુધ્વજ પવિત્ર પ્રતાપી, છળ કપટ ન સમજ્યો અદ્યાપિ;
જાણે પવિત્ર ઋષિ અથાગ, કરે વિનય ઋતુધ્વજ મહાભાગ. ૪

કર જોડીને લાગ્યો પાય, ઋષિ થાઉં છું હવે વિદાય;
એમ વિનય વદી વદી જાય, વારંવાર લાગીને પાય. ૫

ચઢયો અશ્વે અવાસે ફરવા, હર્ષે નિજ કુટુંબને મળવા;
હરિસુખના દેવને પ્રસન કરવા, શુભ કાર્યો સર્વે આદરવા. ૬

૧૮

ઋતુધ્વજ અશ્વારૂઢ થઈ, નિજ ઘેર જાવા ચાલીઓ,
કુવલય અશ્વે વેગથી, નિજ નગ્રમાં તે આવીઓ.

---

૧૭ ચોપાઇ. ૧૮ નારાચ.

સહુ નગરવાસી બહુ ઉદાસી, શોચ જ્યાં ત્યાં દેખતો,
શુન્યકાર નગરી શોચ કરતી, કારણ કશું નહિ પેખતો. ૧
સ્વર્ગે ગયો ઋતુધ્વજ દીઠો વિસ્મય થયા સહુ પૂરજનો
ગ્લાની ઉડી સહુ મુખની આનંદ પામ્યા સહુ જનો.
અહો કુળ દીપક રાજ સુત તું દીર્ઘ આયુષ પામજો,
તુજ શત્રુ સર્વે નાશ પામો સંકષ્ટ સર્વે વામજો. ૨
કયાંથી તમો છો આવીયા, કહો કુંવર શું આ ગતિ થઇ,
સ્વર્ગે ગયા લડી અસુર સાથે, વાત એવી છે કહી.
અરે કોણ દુષ્મન જાગીઓ, અશુભ કહાણી કહી ગયો,
આ દેશને માતા પિતાને, શોચનો સિંધુ થયો. ૩
રૈયત તણી આશિષ લેતો, નિજ અવાસે આવીયો,
માતા પિતા સ્નેહીઓ મળીને, હર્ષથી વધાવીઓ.
ઋતુધ્વજ પાયે લાગીઓ, માતા પિતાને નમી નમી,
પુછે થઇ વિસ્મય આતે, વાત શું છે અવનવી. ૪
માંડી કહ્યું વૃત્તાંત સર્વ, પુત્રને વિવેકથી,
રે તારૂં મૃત્યુ સાંભળી, મદાલસા મુઇ નકી.
બહુ શાણી રાણી ઋતુધ્વજની, સતી સાચી એ સહી,
પતિ મૃત્યુ સુણ્યુ કર્ણથી, હરિસુખ દેવને શરણે ગઇ. ૫

૧૯

ઋતુધ્વજ મુઝાય હરિ હરિ ઋતુધ્વજ મુઝાય.
વાત સુણી કહે હાય હરિ હરિ ઋતુધ્વજ મુઝાય.
ગઈ મદાલસા એકલી આપે, અંતરમાં પરિતાપ.—હરિ હરિ
ગઇ મદાલસા આપ. ૧
ઋતુધ્વજ અતિ શોચ કરે છે, વિધ વિધ કરી વિલાપ. હરિ૦ ૨
મરણ શરણ થયો છઉં હું જાણી, સતીએ કર્યો સંતાપ. હરિ૦ ૩
પ્રાણ તજ્યો પરલોકે મળવા, હું તો બેસી રહ્યો છું આપ. હરિ૦ ૪
સતીએ પ્રાણ તજ્યો પતિ પાછળ, હું સતીઓ નથી આપ. હરિ૦ ૫
પ્રાણ તજું કે થાઉં વૈરાગી, અંતર થાય ઉત્પાત. હરિ૦ ૬
પ્રાણ તજું તો પુરૂષાર્થને ખોઉં, શોચ કરે ન આવે પ્રિયા હાથ. હરિ૦ ૭
ચિત્તભ્રમ થયો ઋતુધ્વજ કહે સૌ, સત જાય શોચ સાથ. હરિ૦ ૮
અહો મદાલસા અહો મદાલસા, રટણ કરૂં જો આપ. હરિ૦ ૯
તો એ મળે નહિ એહ મદાલસા, પરલોકે જેનો નિવાસ. હરિ૦૧૦
અજ્ઞાની થઇ વાસના બળથી, જન્મ ધરૂં અમાપ. હરિ૦૧૧
દેહ ત્યાગુંને જાઉં હું પાછળ, ન મળે મદાલસા આપ. હરિ૦૧૨
દેહ ત્યાગથી પાપી બનું હું, બંધન બંધાય અમાપ. હરિ૦૧૩
હૃદય વેદનાથી છે વીંધાયું, અંતર અતિ પરિતાપ હરિ૦૧૪
માત તાતનું ઋણ નથી વાળ્યું, ખોટો શું કરવો આલાપ. હરિ૦૧૫

---

૧૯ " ભવના બંધન કાપ વિશ્વપતિ—એરાગ "

સંસાર છે માયામય સઘળો, શેનો કરૂં હું ત્યાગ. હરિ૦
ત્યાગી બનું પણ ન મળે મદાલસા, ધુતારો ગણે સાથ. હરિ૦
સ્વાર્થની સંગી આ નવરંગી દુનીયા મુકે અપવાદ હરિ૦
ત્યાગી બનું કે વેરાગી બનું, પણ ન મળે મદાલસા આપ. હરિ૦
કર્માધીન રહી સુખ દુઃખ સેવું, શિર ઉપર નાંખ્યું રઘુનાથ હરિ૩
સંસારી સહુ કાર્ય કરીને, મનને કરૂં વૈરાગ્ય. હરિ૦
તૃષ્ણા ત્યાગી અશ્રુ આહુતી આપી, આ તન કુંડમાં કરૂં યાગ હરિ૦
બ્રહ્મચર્ય પાળું વૃત્તિ ઇષ્ટમાં વાળું, રાણી વિના કરૂં રાજ. હરિ૦
શ્રીહરિ સેવું સ્વધર્મ પાળી, સદ્‌ગુણનો સજી સાજ. હરિ૦
શોચ તજું ભજું માતા પિતાને, તીર્થોવત જે આપ. હરિ૦
જીવન સાક્ષી એ છે મારાં, જેનો પૂર્ણ પ્રતાપ. હરિ૦
બુદ્ધિદાતા, પાલન કરતા, વળી ગુરૂ ઈશ્વર માબાપ. હરિ૦
ઋણ મુક્ત થાઉં પિત્રુ ભજીને, ગાઉં હરિ સુખ દેવ પ્રતાપ. હરિ૦

૨૦

નહિ નહિ નહિ હવે હું કરૂં બીજી નાર,
ગઇ ગઇ ગઇ ચાલી, મારી અંતર નાડ;
મૃદુ મૃદુ મૃદુ બોલી, અહો મદાલસા તું,
વિધ વિધ વિધ કરતી, મન આનંદ તે શું. ૧

---

૨૦ માલિની.

અરર જઇશ ભૂલી, સાધવી મીઠી મેના,
વિશુદ્ધ નયનોથી, પ્રેમ ઝરણો ઝરેલાં;
તજી તજી તજી તેં તો, દેહ મારેજ કાજે,
નથી નથી નથી થાતું, તેવું મારાથી આજે. ૨

અમર અમર આત્મા, છે ન તેનો વિનાશ,
ધરી ધરી ધીર એવી, રાખતો સત્ય આશ;
કર જળ લઇ વ્હાલી, હું પ્રતિજ્ઞા કરૂં છું.
જીવિત સુધી તૃષ્ણાને, સુખ ત્યાગી કરૂં છું. ૩

અજર અમર આત્મા, નિત્ય પવિત્ર તારો,
અનિત તજી ચાલ્યો, પ્રેમ આધીન ન્યારો;
મમ શુદ્ધ હૃદયેથી, જે કર્યાં છે આલાપો,
અંત વચન પાળાવો દેવ હરિસુખના એ. ૪

૨૧

નાગ પુત્રો કહે અહો પિતા, ઋતુધ્વજ જે અમ મિત્ર,
તેનું અથ ઇતિએ કહ્યું, સંસારી સહુ ચિત્ર. ૧

ભાવિ દુઃખને ભોગવે, થઇ વેરાગી રાય,
મહા ભાગીના દુઃખનો, અંત ન કોથી થાય. ૨

---

૨૧ દોહરો.

મન રંજન કરવા અરે, કરે મિત્ર અનેક,
પણ લીધું પાળી રહ્યો, ધીર વીર ટેક. ૩
મદાલસાને લાવવા, કોઈ નથી સમર્થ,
મરેલાં ક્યાંથી મળે, ખરચે ઝાઝું ગર્થ, ૪
કાળ નથી કોઇ હાથમાં, એ છે દૈવ આધીન,
બ્રહ્મા વિષ્ણુ મહેષ પણ, રહેતા કાળ આધીન. ૫
ધર્મ કર્મને કાળની, જાણે નહિ ગતિ કોઇ,
કાળાધિન ઋતુધ્વજ થયો, રહે શાન્તિમાં જોઇ. ૬
થાવાનું તે થાય છે, મિથ્યા કોથી ન થાય,
મૂરખ મન અકળાઇને, મિથ્યા ગોથાં ખાય. ૭
શાણો ને સુલક્ષણો, શત્રુજિતનો બાળ,
હરિ! સુખને આધીન રહી, ગાળે ઋતુધ્વજ કાળ. ૮

૨૨

અશ્વત્તરે. સર્વ સાંભળ્યું, કરે મન વિચાર,
વિવેકથી કહે પુત્રને, સાંભળો પ્રાણ આધાર. અ૦ ૧
અશક્ય કાર્ય છે સૃષ્ટિમાં, ગણી એવું મન,
બેશે થઇને નિરાશ જે, નહિ તે ડાહ્યા જન. અ૦ ૨

---

૨૨ વૈદ્રરભિ વનમાં વલવલે—એ રાગ.

માટે ઉદ્યોગ હું આદરૂં, જાઉં તપને કાજ,
સફળ થવા તમ મિત્રતા, કરૂં જાતે હું કાજ. અ૦ ૩
મિત્ર તમારો ઋતુધ્વજ તે, થાય મિત્રથી સુખી,
એવો કરૂં તપ જાતથી, પર દુઃખે હું છું દુઃખી. અ૦ ૪
ઉદ્યોગથી હરિ વશ થશે, થશે પ્રસન્ન ત્રુઠી,
મળશે ફરી ઋતુધ્વજને, મદાલસા ચંદ્રમુખી. અ૦ ૫
એવો નિશ્ચય અશ્વત્તર કરી, પ્લક્ષાવતરણ તીર્થ કાંઠે,
તપમાં બેઠો એક ચિત્તથી, જપે સરસ્વતી પાઠે. અ૦ ૬
સમદમને જીતેંદ્રિએ, અશ્વતર કરે ધ્યાન,
હરિ સુખ અચળ અનંતનું, કરે સ્તુતિનું ગાન. અ૦ ૭

૨૩

હે દેવી કલ્યાણી, જગત ધારણી તું વેદની માતા,
સરસ્વતી નમું તુજને, સત્ અસત્‌ની તું છે વિધાતા. ૧
કાર્ય કારણરૂપ તું છે, તું છે દેવી મુક્તિની દાતા,
તુંજ વેદ સત્ વાણી, ધરણી ધારણ કરતા તું માતા. ૨
જગત રહ્યું છે તું મા, તું છે સર્વ જીવોનો આધાર,
અક્ષર બ્રહ્મ તે તું છે, રહી જગતમાં શક્તિ તું સાર. ૩

૨૩ ગીતિ.

ચાર વેદ તે તું છે, તું છે સ્વરમાં મહા ૐકાર,
સર્વ જગત તે તું છે, તું કરતા હરતા ધરતા ને આધાર. ૪
નિરાકાર સાકારી નરનારીમાં વશી શક્તિરૂપે,
તું સાકારી નારી, રહી જગતમાં દેવી બહુ રૂપે. ૫
તું છે, તું છે, સહુમાં, તું છે, હુંમાં તું છે પૃથ્વીમાં,
તું આકાશે વ્યાપી, તું બ્રહ્માન્ડ પાતાળે સૃષ્ટિમાં. ૬
એવી મહા માયા તું, તારૂં બળ વ્યાપ્યું છે સહુ સ્થળમાં,
શરણે તારે આવ્યો, આ મુજ શિર તારે ચરણે રાખ્યું. ૭
પરમાર્થીની પ્રતિમા, અહો સરસ્વતિ દરશન આપો,
હરિસુખની દેવી તું, સેવક જાણીને સંકષ્ટ કાપો. ૮

૨૪

સરસ્વતી દેવી થયાં સાક્ષાત, પ્રસન્ન થયાં પ્રાર્થનાથી રે.
મુકયો અશ્વત્તરને શીર હાથ, „ ૧
ઉઠ ઉઠ અશ્વત્તર નાગ, „
મન માન્યું વરદાન તું માગ, „ ૨
સુણી દેવીના મિષ્ટ વચન, „
અશ્વત્તર મન થયો પ્રસન્ન, „ ૩

---

૨૪ દેવીનો સાક્ષાત્કાર.

પાયે લાગી માગે બહુવરદાન, „
દેવી થયાં હોય જો તુષ્ટમાન, „ ૪

મારો બંધુ જે પ્રલંબ, „
તેની સાહ્યતા મને રહો અનંત, „ ૫

ષડજાદિ સાત સ્વરતણું જ્ઞાન, „
કરો ગાયનકળામાં મને જાણ, „ ૬

સર્વ ગાયન કળા સમસ્ત, „
મને આવડે મુકો શિર હસ્ત, „ ૭

કહે સરસ્વતી અસ્તુ અસ્તુ સુખ, „
તું ધરે છે પર દુઃખે દુઃખ, „ ૮

અહો અશ્વત્તર તપ તારો સિદ્ધ, „
કરશે સંગીત કળા તું પ્રસિદ્ધ, „ ૯

દેવલોક પૃથ્વીલોક ને પાતાળ, „
કરશો સંગીતકળા સર્વ જાણ, „ ૧૦

એવું કહી ગયાં સરસ્વતી માત, „
દીધું દર્શન હતું જે સાક્ષાત, „ ૧૧

થયાં સરસ્વતી તુર્ત અંતરધાન, „
કંબલ અશ્વત્તરને થયું જ્ઞાન, „ ૧૨

સરસ્વતી વસ્યાં જીંહ્વાએ શુભ, „
હરિ સુખની દેવી જે અનુપ. „ ૧૩

૨૫

સંગીત વિદ્યા શીખ્યા બેહુ બંધુ,
પરમાર્થનું કામ કરવાને સંધુ;
ગયા હિમગિરી સાધના કાજે પોતે,
કરે રાગને રાગણીએ સ્તુતિ તે. ૧

ઉમાનાથ આરાધતા શુદ્ધ રીતે,
બધો કાળ તે બહુ એકાગ્ર ચિત્તે;
વીત્યો કાલ શંભુ થયા છે પ્રસન્ન,
અહો નાગ તમને કહું ધન ધન. ૨

વરદાન માગો તમે હોય ઈચ્છા,
થયો પ્રસન્ન હું માગી લો કાંઈ દિક્ષા;
જુએ નાગ અશ્વત્તર શંભુ પાસે,
નમીને ઉભો કર સંપુટ સાથે. ૩

અહો દેવના દેવ ત્રિનેત્ર ધારી,
ઉમાનાથ નીલકંઠ છો વન વિહારી;

પ્રભુ પ્રસન્ન થઇ એજ વરદાન આપો,
અહો દીન દયાળ સહુ દુઃખ કાપો. ૪

ઋતુધ્વજની નાર મદાલસા જે,
કૃપાનાથ કૃપા કરી આપજો તે,
હતી જેવી રૂપવાન ને વય માંહી;
કરો તેહને જીવતી નાથ આંહી. ૫

પ્રભુ એ થઇ મરણને શરણ તોએ,
બધી પૂર્વની સ્મૃતિ તેનેજ હોએ;
હતી તેવી એ મૂળ દેહની માંહી,
મારી પુત્રી કરી આપજો હસ્તસાહી. ૬

કહે દેવના દેવ મહાદેવ અસ્તુ;
અહો નાગ હું આપું માગેલી વસ્તુ;
કહું તે ક્રિયા ઘેર જૈ તું કરજે;
રહી સ્વચ્છ જીતેંદ્રિયે ધ્યાન ધરજે. ૭

તારી મન ઇચ્છાનો સંકલ્પ સાધી,
કરો ઘેર જઇ શ્રાદ્ધ પિતૃ આરાધી;
અહો નાગ ત્રણ પિંડનું દાન કરજે,
લઇ મધ્યનો પિંડ ભક્ષણ કરજે. ૮

અરે નાગ એ પિંડ ખાતાની માંહી,
થશે પ્રગટ મદાલસા તુર્ત ત્યાંહી;
તારી મધ્ય ફેણાથી એ પાછી જન્મી,
હશે પૂર્વ યૌવન શોભા સુ તનની. ૯

થયા શંભુ એવું કહીને અદૃષ્ય,
થયો નાગને અંતરે અતિ હર્ષ;
ગયા બેહુ બંધુ સ્વધામે પાતાળ,
કરી વિધિ જે શંભુએ કહી તે કાળ. ૧૦

ગઇ વાસના પિન્ડની તૃપ્ત થાતાં,
થઇ પ્રગટ મદાલસા છીંક ખાતાં;
સર્વાંગ સુંદર વળી શોભીતી એ,
હતી પૂર્વ તેવીજ યૌવન વેશે. ૧૧

થયું કાર્ય સફળ ને પૂર્ણ આશ,
કરે હર્ષ ઉત્સવ શ્રી નાગરાજ;
થયો બહુ ખુશી જોઈએ શાણી બાળ,
નાગે પત્નીને સોંપી કરવા સંભાળ. ૧૨

રાણી વાસમાં મુકી મદાલસાને,
કરે વૃત્તિ ઋતુધ્વજને તેડવા તે;

કૃપાનાથની થઇ કૃપા પૂર્ણ જાણી,
હરિ સુખના દેવને બહુ વખાણી. ૧૩

૨૬

આવી મદાલસા હો, નથી કોઇ જાણતું,
ગુપ્ત રાખી ઘરમાં હો, અશ્વત્તરે સર્વશું;
નાગના પુત્રો હો, રહે ઋતુધ્વજ કને,
રમત ગમતમાં હો, દિવસો નિર્ગમે. ૧

અશ્વત્તર બોલ્યો હો, પુત્રો તમે સાંભળો,
તમે ઋતુધ્વજને હો હંમેશાં જઇ મળો;
સ્નેહ નો બદલો હો, તમે નથી વાળતા,
કોઇ દિન તેને હો, અહિં કેમ ન લાવતા. ૨

આજ્ઞા મારી માનીને હો, લાવો તમ મિત્રને,
આપણા અવાસે હો, મિત્રની રીત એ;
નાગ પુત્રો ચાલ્યા હો, ઋતુધ્વજના ધામમાં,
કહે ઋતુધ્વજ ને હો, વિવેક ને માનમાં. ૩

અહો ભાઇ ચાલો હો, અમારે અવાસતો,
એક દિન આવી ને હો, કરોની કૃતાર્થ તો;

---

૨૬ ' બિનવે દેવકી હો " એ રાગ.

પિતા મારા ઇચ્છે હો, મળવા તમનેજ હો,
બહુ સ્નેહ રાખે હો, તેઓ મારા મિત્રમાં. ૪

આગ્રહ બહુ કરી ને હો નાગ પુત્રો વદે,
ચાલો મિત્ર મારા હો, અમે સુખી તમ પદે;
ઋતુધ્વજ બોલ્યા હો, ધન્ય ભાગ્ય માહરૂં,
તમારા પિતાશ્રી હો, તેડું કરે સ્નેહનું. ૫

આવું તમ મંદિરે હો, સ્નેહાધીન હું છઉં,
તમારા વિના હો. અંતર વ્યાકુળ બહુ;
ગયા ત્રણ મિત્રો હો, ગંગા તટ ઉપરે,
વેગે ત્યાંથી ચાલ્યા હો, પેલે પાર ઉતરે. ૬

ગંગા મધ્ય ભાગે હો, નાગ પુત્રો રહ્યા,
ઋતુધ્વજ ને લઈ ને હો પાતાળે તે ઊતર્યા;
વિસ્મય પામ્યા હો, ઋતુધ્વજ મનથી,
આતો નાગપુત્રો હો, ખરે દ્વીજ એ નથી. ૭

હસી ને બોલ્યા હો, ઋતુધ્વજ પ્રેમમાં,
નાગ ના પુત્રો હો, હતા દ્વીજ વેશમાં;
ધન્ય ધન્ય બંધુ હો, ધન્ય તમ સ્નેહને,
આટલાં વર્ષો હો, ભુલાવ્યો તમે મને, ૮

કહો કોણ પિતા હો, શું છે નામ તેહનું,
વસતા પાતાળે હો, દર્શન નહિ જેહનું;
કહે નાગ પુત્રો હો, અશ્વત્તર અમ પિતા,
પાતાળના રાજા હો, વશે નાગ લોક આ. ૯

આવો ફરો જુવો હો બધો નાગ લોક છે,
મંદીર ઝરૂખાં હો લક્ષ્મી જ્યાં અશોક છે;
વાતો બહુ કરતાં હો ફર્યાં ઠામે ઠામને,
બેઠો નાગ રાજા હો આવ્યા જ્યાં ધામને, ૧૦

સુવર્ણ આસને હો બેઠો અશ્વત્તર પતિ,
મણી રત્નમાળા હો, હીરાની શોભા અતિ;
નાગ પુત્રો બોલે હો, ઋતુધ્વજ તમે જુઓ,
પિતા મારા બેઠા હો, તેને આવીને મળો. ૧૧

ત્રણે મિત્રો આવ્યા હો, નમન કરીને મળ્યા,
અન્યોઅન્ય નેહથી હો, ઓળખતાં સ્નેહે ગળ્યા;
અશ્વત્તર નાગે હો, આશિષ અતિ કહી,
ઋતુધ્વજ શૂરો હો, ઘણું જીવજો સહી. ૧૨

બહુ વખાણી હો, આશ્વસન છે કર્યું,
ઋતુધ્વજ કેરૂં હો, અશ્વત્તરે મન હર્યું.

સાથે સહુ મળીને હો, ભાવે ભોજન કર્યું;
આનંદ ઉત્સવથી હો, ઋતુધ્વજનું આતિથ્ય કર્યું. ૧૩

વાતો આનંદની હો, કરે બહુ અવનવી,
અશ્વત્તર બોલ્યો હો, ઋતુધ્વજને વિનવી;
મંગળ મૂર્તિ તમે હો, મિત્ર મારા પુત્રોના,
પવિત્ર સ્નેહથી હો, તમને ગણું સુત સમા. ૧૪

આવ્યા મારે મંદિરે હો, માગો માગો મન ગમ્યું,
જેવું પુત્રો માગે હો, તેવું સહુ અવનવું;
કહો ભાઈ માહરા હો, તમારી ઇચ્છા બધી,
આપીશ હું મન ગમ્યું હો, હરિસુખ પ્રભુના થકી. ૧૫

૨૭

ઋતુધ્વજ કહે હે મિત્રપિતા, માનું તમને મમ પિતા,
બહુ સ્નેહના બંધન થકી, નથી જીવ કોઇના જુદા;
આવ્યો હું સ્નેહાધીન થઇ, સ્નેહ બંધને બંધાઇને,
ગણું નાગ પુત્રો સહોદર, જેમ હોય બંધુ સત્ય તે. ૧

પ્રભુની કૃપા મુજ ઉપરે, ખામી નથી કો વાતની,
છે રાજ રિદ્ધિ સિદ્ધિ સરવે, વસી રહી સહુ ભાતની;

---

૨૭ હરિગીત.

રૂપ ગુણ યૌવન બુદ્ધિને બળ, સર્વ આપ્યું ઇશ્વરે,
હે નાગ રાજા માગું શું હું, ઇશ છત્ર છાયા મમ શિરે. ૨

નથી ખામી એકે વાતની, સ્વતંત્રતા બધી છે મને,
માતાપિતા બહુ સ્નેહથી, મને શાન્તિ આપે તન મને;
તમ દર્શને કૃતાર્થ હું છું, સુખમાં વૃદ્ધિ થઇ,
હતી એક એ અભિલાશ ખામી, તેહતો પૂરણ થઇ. ૩

ઋતુધ્વજ યાચે નાગ રાચે, મીઠી મધુરી વાણીએ,
છો દેવ દર્શન થયા મુજને, હું મનુષ્યને એમ જાણીએ;
પાપો થયાં સહુ દુરને, પામ્યો બધું તમ ચરણથી,
વરદાન આપો બાળ જાણી, માગુંજ એ વિનયે કથી. ૪

મમ બુદ્ધિ શુદ્ધિ એ થકી, પૂણ્ય કર્મની સહુ વાસના,
રેહેજો વસી મુજ હૃદયમાં, કરૂં એટલી હું યાચના;
કેહે નાગરાજા પ્રસન્ન વદને, હસ્ત ઋતુધ્વજ શિર દઇ,
થાતું સુખી થાતું સુખી, મન વાંચ્છના પૂરણ થઇ. ૫

આશિષ તારે શિર એ જે, તુજ દુષ્મનો દુર સહુ હજો,
ધર્મ કર્મમાં બુદ્ધિ થજો, વરદાન એ સફળ હજો;
માગો બીજું વરદાન ઋતુધ્વજ, અદેય વસ્તુ સર્વે આપશું.
હરિ સુખના પ્રભુની કૃપાથી હૃદયનું દુઃખ કાપશું. ૬

૨૮

ઋતુધ્વજ કહે નાગપુત્રો, તમે છો મુજ અંતર સુત્રો,
કહો મારી અંતરઅભિલાષા મારૂં હૃદય થયું છે નિરાશા. ૧
કહો સર્વ કથીને પિતાને, મારા હૃદયની ટાળે વ્યથાએ,
નાગપુત્રો કહે સુણો તાત, તમે જાણો છો સહુ વાત. ૨
અમે કહી જે આગળ કથી, એ વિના બીજું દુઃખ નથી,
કહ્યું આપને સર્વ ચિત્ર, શાથી દુઃખી અમારો મિત્ર. ૩
જે સુખ ઇચ્છે છે ઋતુધ્વજ, તે સુખ આપવા છો પિતા સજ,
એના મનની જાણી અભિલાષા, પૂરો એનાં અંતરની
આશા. ૪
એને મળો મદાલસા નારી, ઋતુધ્વજની જે પ્રાણપ્યારી,
એજ યાચે છે મિત્ર મારો, ઉપકાર માને એ તમારો. ૫
અશ્વત્તર કહે અહો શુર, આ સંસાર છે ક્ષણભંગુર,
મુવા જીવતાં તે કેમ થાય, એ તો મિથ્યા માયા કહેવાય. ૬
સંબરાસુર તણી જેમ માયા, વળી સ્વપ્ન તણી જેમ છાયા,
એવો થાય કદી સંયોગ, તેથી મળે શું અખંડભોગ. ૭
ઋતુધ્વજ કહે શિર નામી, અહો નાગપિતા કહું નમામી,
ભલે માયાવી તો માયાવી, મને એકજ વાર બતાવી. ૮

---

૨૮ "કેમ મિત્ર મારા શું કરીએ" એ રાગ.

કરો મદાલસાને સન્મુખ, એથી થશે અંતરમાં સુખ,
અશ્વત્તર કહે ઋતુધ્વજ, આજો મદાલસા થઈ સજ. ૯
આવ્યો બારણે શુદ્ધ અતિથિ, તેના ઉપર રાખવી પ્રીતિ,
ઘેર આવ્યાની પુરવી આશ, દોષ લાગે જો કરૂં નિરાશ. ૧૦
એમ વિચારી માગેલું આપું, આધિ વ્યાધિ ઉપાધિને કાપું,
અનુચરને કહ્યું કરી સંજ્ઞા, અશ્વત્તરે આપીને આજ્ઞા. ૧૧
લાવો મદાલસાને અહિં, મોહગ્રસ્ત થયા સહુ તહિં,
સંતાડીને જેને ગુપ્ત રાખી, તેની મોહની જાળ છે નાખી. ૧૨
અશ્વત્તર કહે ઋતુધ્વજ, આજો મદાલસાને સહજ,
એજ તારી મદાલસા કે નહિ, ઓળખીને કહે સાચું અહિં. ૧૩
રખે ભ્રમણામાં તું ભમતો, રખે વિચાર વમળે ફરતો,
હરિસુખ દેવ તું ઉપર પ્રસન્ન, મળી મદાલસા ઠર્યું મન. ૧૪

૨૯

જોઇ સજીવન રાણી મદાલસારે, થયો ખુશાલ ત્યાંરે. જોઇ૦
લજ્જા અંતરથી સહુ મેલી મળવા ચાલ્યો જ્યાં અલબેલી,
રાણી હતી ગઇ મેલી ભાગ્ય ફરી મળ્યાંરે. જોઈ. ૧
ઋતુધ્વજ આતુર થઇ જાયે નાગરાજ ઝાલી ને બાંયે,
કહે અડશો નહિ એને એ છે માયાજાળ આરે. જોઇ. ૨

---

૨૯ " મારી ઉપા આકુળ " એ રાગ.

તમે કહ્યું બતાવો માયા, મદાલસાની આછે છાયા,
માયાવી ને અડતાં થાય અલોપ ત્યાંરે. જોઇ. ૩

અશ્વત્તરની વાણી સુણતાં, અટક્યો તર્ત મદાલસા અડતાં,
સ્તબ્ધ થયો તે અંતર શુદ્ધિ ભૂલતાંરે. જોઇ. ૪

મૂર્છા ખાઇ પડ્યો છે પૃથ્વી, શુદ્ધિ ચાલી છે તન મનની,
અશ્વત્તર કહે શું દૃઢ પ્રીતિ જોઉ આરે. જોઇ. ૫

અનેક શત્રુને હણનારો, શુરો નર યુધ્ધે ચઢનારો,
વિના યુધ્ધે વિન અસ્ત્રે, પડ્યો પ્રીતે ઘવાઇ આરે. જોઇ. ૬

શું એની દૃઢ પ્રીતિ નીતિ, શું એની શુદ્ધ ધર્મની રીતી,
હરિસુખ દેવ પ્રસન્ન વિન, દૃઢતારે નહીં રે. જોઇ. ૭

૩૦

બહુ બહુ બહુ પામ્યો નાગરાજા અચંબો,
વિમળ વિમળ પ્રીતિ શુદ્ધ સાચીજ શંભો;
મૂર્છિત ઋતુધ્વજની નાગ સંભાળ લેતો,
ઉઠ ઉઠ ઉઠ શાણા વીર મુખેથી કહેતો. ૧

અથ ઇતી વીતી વાતો, નાગરાજે કહીને,
ઋતુધ્વજ મન સંદેહ ટાળતો તે તહીંરે;

---

૩૦ માલિની.

શરીર શુધ વળી છે જોઇ મદાલસાને,
ઋતુધ્વજ મન ધારે સ્વપ્નું કે સાચું આતે. ૨

બહુ બહુ બહુ માને મિત્રનો તે આભાર,
અતિ અતિ અતિ કીધો હું પરે ઉપકાર;
નમી નમી નમી ઉભો નાગને તે પ્રણામી,
હરિ સુખ વિભુ વંદી ચર્ણમાં રહું વિરામી. ૩

૩૧

વિદાયગીરી છે માગી, ઘેર જવાને અંતર ઉભરાયું;
અશ્વત્તર વળાવે, ઉભય દંપતિને અંતર હરખાયું. ૧

કુવલય અશ્વ સંભાર્યો, આવી અંતરીક્ષેથી તે ઉભો;
રજા લેઇ નાગોની, ઋતુધ્વજ ચાલ્યો નિજ ધામે સીધો. ૨

મદાલસા છે સાથે, નવે જન્મ આવેલી નિજ પત્ની;
બહુ કરીયાવર આપી, નાગરાજ દે આશિષ શિર સતની. ૩

ઋતુધ્વજ પ્રણામી, કહે અહો તમથી છે મમ ભાગ્ય;
જાઉં સજોડે પુરમાં, હરિસુખ દેવ કૃપા થઇ અથાગ. ૪

---

૩૧ ગીતિ.

૩૨

ઋતુધ્વજ મગ્નમાં આવી નિજ નગ્રમાં, શાણી મદાલસા સાથ પોતે;
પાય નમ્યો માતને પાય નમ્યો તાતને, દિન ઉજવાળ છે હર્ષ જ્યોતે.
જોઇ મદાલસા સર્વ વિસ્મય થયા, સ્વપ્નુ કે સાચું આ આજ દીસે;
ઋધુધ્વજે કહી બધી વારતાઓ કથી, જે થઇ નાગ ભૂવન વિષે.
ઈશ કૃપા થઇ જીવતી ત્યાં રહી, મુઈ મદાલસા ફરીજ પામ્યો;
ઘર વિષે પુર વિષે સહુ મંગળ વદે, ચોક ચૌટે સુઉત્સવ જામ્યો.
રાજ રિદ્ધિ સહુ સિદ્ધિની સાથ બહુ, અમન ચમનમાં દિન જાય;
પુત્ર વધુ તણા સંપને સુખમાં, શત્રુજીત ચિત્ત રળીયાત થાય.
દિવસ બહુ વહી ગયા સ્વર્ગે રાજા ગયા, શત્રુજીત જે હતા મહા પ્રતાપી;
પુન્ય વત ઋતુધ્વજ તખ્ત બીરાજીને, રાજ્ય ચલાવતો ન્યાય આપી.
સુખી રૈયત બધી સુખ લે નવનિધિ, લીધી આશિષ સહુ જન કેરી;
ઋતુધ્વજ સાથમાં સતી મદાલસા, હરિસુખ છે વધી સુખ લે હરી.

૩૩

રાજ કરે ઋતુધ્વજ ન્યાયે નિરખીરે,
રૈયતને આપે સુખ પુત્ર સમ પરખીરે;
નાના વિધ ભોગ વિલાસ કરે ઉલ્લાસેરે,
સતી મદાલસાની સાથ ઋતુધ્વજ આપેરે. ૧

---

૩૨ પ્રભાત, ૩૩ “ પડવાની પણ પ્રીત પડશે ભુલીરે ” એ રાગ.

ઋતુધ્વજને થયો સુપુત્ર સુંદર સારોરે,
અંતરમાં બહુ હરખાય ઋતુધ્વજ શાણોરે;
બહુ રૂડો રૂપ અનુપ પુત્રનું જોઈરે,
આપે છે સુંદર નામ ઋતુધ્વજ મોહીરે. ૨

આ સુતનું નામ "વિક્રાંત" મેં તો રાખ્યુંરે,
એ સુણી મદાલસા મન હસવું આવ્યુંરે;
ક્ષત્રી દિપક છે નામ ધાર્યું રૂડુંરે,
ઋતુધ્વજ બહુ મન હરખાય આર્થિક શૂરૂંરે. ૩

જાણ્યો સુખીઓ સંસાર પુત્ર જન્મેથીરે,
કરે નાના વિધના લાડ હર્ષ અંગેથીરે;
નિત્ય નવરાવે છે માત વળી સુવરાવેરે,
કરાવે છે પય પાન બહુ હુલાવેરે. ૪

નિર્મળ માતાનું હેત અમીની દૃષ્ટિરે,
જ્ઞાનામૃતનું પય પાન કરાવે શક્તિરે;
રૂવે તો ગાતી ગીત હાલો વ્હાલોરે,
આપે સચ્ચિતનું શુભ જ્ઞાન હરિસુખ જાણોરે. ૫

---

## માતા મદાલસાએ ગાયેલું હાલરૂં.

૩૪

અજન્મા જન્મી જગમાં ઝુલે તું પારણે;
સતી મદાલસા ઝુલાવે છે નિજ બાળ. અજ૦ ૧

ગળશુથી પાતાં પણ આપે આત્મજ્ઞાન એ;
આ સંસારે આવ્યો રૂડો મનુષ્ય દેહ. અજ૦ ૨

પાડ્યું નામ "વિક્રાંત" ને બાળ ગણી ઝુલાવું છું;
તું છે શુદ્ધ સચ્ચિત્ નથી કાયા માયા કે નામ. અજ૦ ૩

પંચ ભૂતેથી દેહ ઘડ્યો તે તો તારો નથી;
વળી નથી તું તેનો દેહ સંબંધી જાણ. અજ૦ ૪

અરે રડે છે શાને માટે થઇ મુજ બાળતું;
તું છે પૂર્ણાનંદી સ્વયંભૂ સત્ ચિત્. અજ૦ ૫

નથી રડતો તું નથી રડવું તારે એ છે નક્કી;
આ રડવું છે તારૂં પુત્રપણાને માટ. અજ૦ ૬

માયા બંધનેથી ગુણ અગુણ કલ્પાય છે;
છે સહુ મિથ્યા તું છે શુદ્ધાત્મા મન જાણ. અજ૦ ૭

પૂર્વ જન્મમાં તેં જે દેહની ડગલી ધરી હતી;
તે ઉતારી પહેરી પૂજ્ઞ નવી તેં પ્રાણ. અજ૦ ૮

---

૩૪ "માતા જશોદા ઝુલાવે" એ રાગ.

મોહ મમત તેમાં તું અહો હવે રાખીશના;
માતા ભ્રાતા પિતા, પતિ પત્નીમાં જાણ. અજ૦ ૯

સર્વ સંબંધી પૂર્વ ઋણાનુબંધી જાણવાં;
કોઈનું નિત્ય નથી સગપણ સાચું પ્રમાણ. અજ૦ ૧૦

બહુ જન્મો લઈ ભવમાં ભટકી કર્મો બાંધવાં;
તેથી નિર્લેપી રહી ઓળખ આપ સ્વરૂપ. અજ૦ ૧૧

દેહ ધરીને જન્મ્યો મૂઢપણું નવ સેવતો;
ઓળખી આપ સ્વરૂપને લેતું આત્મજ્ઞાન. અજ૦ ૧૨

નિર્લેપી આત્માને માયાવિષ્ટ કરીશમાં;
તોડી ભવબંધન તું ભોગવ અનંત સુખ. અજ૦ ૧૩

તું અનંત વિપુલ સહુ મય છે સત્ચિત્ રૂપતે;
ભૂલી ભ્રમણામાં નવ ભમતો જુજવી દેહ. અજ૦ ૧૪

આત્મારામ સ્વરૂપે ચક્રોના ફેરા ટળે,
આત્મજ્ઞાને હરિસુખ ઉતરે ભવની પાર. અજ૦ ૧૫

૩૫

મદાલસારે જ્ઞાન આપે છે ઉછેરતાં,
તે જ્ઞાનથીરે મોહ "વિક્રાંત" નો છુટતાં;

---

૩૫ " સીમંતિનીરે " એ રાગ.

વય વધતાંરે, સાધુ પુરૂષ એ થયો સહી,
ચક્રવતીરે રાજ એણે કીધું નહિ. ૧

પુત્ર બીજોરે મદાલસાને જન્મીઓ,
ઋતુધ્વજનારે અંતરમાં હરખ થયો;
રૂપ રૂડુંરે સુંદરતા છે સોહામણી,
પુત્ર જોઈનેરે આરત મન કીધી ઘણી. ૨

નામ રાખ્યુંરે "સુબાહુ" સોહામણું,
નામ પુત્રનુંરે સાંભળી માત હસી ઘણું;
રમાડતીરે હુલાવતી ઝુલાવતી,
મદાલસારે આત્મ જ્ઞાને ખીલાવતી. ૩

"સુબાહુ" રે વય વાધી મોટો થયો,
આત્મ જ્ઞાનથીરે રાજ મુકી રોતો રહ્યો;
વળી પ્રભુ ઇચ્છાથીરે મદાલસા સતી થકી,
ઋતુધ્વજનેરે પુત્ર ત્રીજો થયો ફરી. ૪

હર્ષ પામીનેરે નામ ક્રિયા કીધી વળી,
"સત્રુમર્દનરે" નામ રાખ્યું હરખે કરી;
નામ સાંભળીરે મદાલસા હસતી હતી,
રમાડતીરે પુત્રને જ્ઞાન દેતી સતી. ૫

બાળ વયથીરે યૌવન વય થાતાં સુધી,
આત્મજ્ઞાનમાંરે દોરી પુત્ર તણી બુદ્ધિ;
બ્રહ્મજ્ઞાનેથીરે તૃષ્ણા ત્યાગ બધી કરી,
"શત્રુમર્દનરે" "અહંબ્રહ્માસ્મી" થયો ફરી. ૬

ચોથો બાળક રે મદાલસાને આવીયો,
ઋતુધ્વજ ફરી રે નામ શોધવા લાગીયો;
નામ શોધતાં રે મદાલસા હસી વળી,
ઋતુધ્વજ વદે રે હાસ્ય કરે કેમ તું અલી. ૭

શું કારણરે હસવાનું છે સાચું કહે,
ચોથા પુત્રનુંરે નામ પાડવા તું ચહે;
ત્રણ પુત્રનારે નામ સાંભળી તું હસી,
હવે મારેતારે નામ આનું ધરવું નથી. ૮

તને ગમતુંરે સુંદર આથીકિ નામ તું,
આપું આજ્ઞારે મન ગમતું તારે પાડવું;
મદાલસારે હસી બોલી ઋતુધ્વજ શું,
આજ્ઞા પાળીરે નામ હું પાડીશ પુત્રનું. ૯

આ પુત્રનુંરે નામ "અલર્ક" રાખો તમે,
મારા સ્વામીજીરે એજ નામ ગમે મને;

બહુ ધર્મીરે વિદ્યાવંત શુશિલ થશે,
રાજકાજમાંરે નીતિવંત નિપુણ હશે. ૧૦

ચારપુત્રમાંરે નાનો પુત્ર " અલર્ક " છે,
" અલર્ક " નામથીરે સૃષ્ટિમાં પ્રસિદ્ધ થશે;
મન ગમતુંરે નામ મેં પાડ્યું આ પુત્રનું;
એ કરશેરે સ્મરણ હરિસુખ દેવનું. ૧૧

૩૬

ઋતુધ્વજ કહે મદાલસા આ નામનોરે,
નથી અર્થ છે અર્થ રહિત, વિચાર તેં શું કર્યોરે;
ત્રણ પુત્રોના મેં નામ અર્થ સહિત લીધાંરે,
પણ કીધું તેમાં તેં હાસ્ય યોગી તેને કીધારે. ૧

કહે " અલર્ક " નો શું અર્થ અહો મદાલસારે,
મને વિધિએ કહો વિગત શંકા ટળે સર્વદારે;
મદાલસા કહે અહો નાથ કલ્પિત એ નામ છે રે,
એછે સંસાર વ્યવહારના નામ ઓળખવા કામ એરે. ૨

નથી " અલર્ક " નામનો અર્થ અહો શિરછત્રશ્રીરે,
તમે જાણો " સુબાહુ " વિક્રાન્ત તેવાં નિરર્થક રે;

---

૩૬ " ગર્ભ યોગી એમ ઓચરે નરપતિ સાંભળોરે."

કહે પંડિત જન સહુ એમ આત્મા સર્વવ્યાપી છેરે,
વસે સર્વ સ્થળોની માહીં, ઘટે સ્થિર સ્થાપીએરે. ૨

તમે વિક્રાન્ત પાડયું નામ વિષેશણ અર્થ છેરે,
સર્વવ્યાપી આત્મા છે અનંત ગતિમાં સમર્થ એરે;
નથી આત્માને કશો સંભવ ગતિ કરવા તણોરે,
એ છે સર્વવ્યાપી સર્વત્ર, સર્વાત્મા એને ગણોરે. ૫

મને અર્થ રહિત લાગ્યું નામ પતિ જે પાડયું તમેરે,
શિરછત્ર શુણો તે માટ, હસવું આવ્યું મનેરે;
બીજા પુત્રને કહો " સુબાહુ " વિષેશણ આપીરે,
નથી આત્માને સ્વામી આકાર બાહુ હોય ક્યાંથીરે. ૬

પતિ ત્રિજા પુત્રનું નામ, " શત્રુમર્દન " કહોરે,
નથી આત્માને શત્રુ કે મિત્ર, સ્વતંત્ર છે એ અહોરે;
સર્વ વ્યાપી છે એક સ્વરૂપ સહુ સ્થળ દેહમાંરે,
કોણ વેરી તેનો કોણ મિત્ર વિચારવું એહમાંરે. ૭

પતિ જ્ઞાન દ્રષ્ટિ એ છે નામ સાક્ષીભૂતજરે,
છે પૂર્ણાનંદ પવિત્ર, દેહીમાં અનંતજરે;
તેને ઘટતું નથી કંઇ નામ નહિ દેહ ધરવાનારે,
નથી મિત્ર શત્રુ કે યુદ્ધ તેને કરવાનારે. ૮

એ વિચારથી આવ્યું હાસ્ય, પતિ કહું સાચુંરે,
તોડી બંધન દેહના તમામ પૂર્ણાનંદ યાચુંરે;
આપે નાના વિધનું જ્ઞાન મદાલસા પતિનેરે,
સમજાવે નામનો અર્થ, આત્મ બોધ અતિ દેરે. ૯

પામ્યો ઋતુધ્વજ સંતોષ સતીના વાક્યથીરે,
કરે આનંદ પુત્રની સાથ ઉભય ઉમંગથીરે;
વળી આપવા બેઠી જ્ઞાન મદાલસા પુત્રનેરે,
કહે ઋતુધ્વજ તે વાર ત્રીયા શું થયું તનેરે. ૧૦

કરે બ્રહ્મ જ્ઞાની સહુ પુત્ર બેઠી વંશ કાઢવારે,
આતે શો તારો વિચાર, ગળો બ્રહ્મ જ્ઞાનમાંરે;
થશે યોગી બધા જ્યારે પુત્ર, આ રાજનું શું થશેરે,
કોણ બેસશે રાજ્યાસન, બધા જો જ્ઞાની હશેરે. ૧૧

તારા "અલર્ક" ને આપતું જ્ઞાન, સંસાર વહેવારનુંરે,
નીતિ ધર્મ ને ક્ષત્રીના કર્મ, શિક્ષણ શુભ રાજનુંરે;
પુત્ર વિના કરે કોણ રાજ, રૈયત સુખ જાળવીરે,
માટે શીખવ રાજવ્યવહાર, કહું તને વિનવીરે. ૧૨

નિજ પતિની ઇચ્છા અનુસાર, પુત્રને રમાડતાંરે,
આપે રાજ કાજનું જ્ઞાન, કહી નીતિ વારતારે;

ધર્માર્થ કામને મોક્ષ, સાધન સાધવારે,
કરે પુત્રને સહુમાં પ્રવીણ, પ્રીતેથી મદાલસારે. ૧૩

ગાય હાલરૂં હેતથી માત, કરે વાત ગીતમાંરે,
રહે તત્પર માત હંમેશ, પુત્રના હિતમાંરે;
હરિસુખ દેવને કરતી પ્રસન્ન, બાળકને ઝુલાવતીરે,
ગાય નાના વિધના ગાન, પારણીએ પોઢાડતીરે. ૧૪

## હાલરૂં.

૩૭

ઝુલો લાડકડા ઝુલાવું નવ રંગ પારણે,રે
સુખની નિંદ્રા લેજો આનંદમાંરે ઉર. ઝુલો૦ ૧

ઝાઝું જીવો કુળના દિપક રાજ ચલાવવા,
પૂરો પૂર્ણાનંદે તમ પિતાના કોડ. ઝુલો૦ ૨

તારો જન્મ સફળ સૃષ્ટિ માંહે શાણા થશે,
શત્રુ દુર કરી તું કરશે રૂડું રાજ્ય. ઝુલો૦ ૩

જ્ઞાન ગિરામાં ગોતી લેજે ગિરિજા કંથને,
ભાવે ભક્તિ કરજે ધરજે સદ્ગુણ આપ. ઝુલો૦ ૪

---

૩૭ " માતા જશોદા ઝુલાવે " એ રાગ.

ભવમાં બ્રહ્મચારી થઈ બ્રહ્માનંદને પામજે,
નિર્લેપી રહી કરજે સંસારી સહુ કાર્ય. ઝુલો૦ ૫

જનક વિદેહી સમ તું રાજ્ય કરી યશ પામજે,
નીતિ ન્યાયે નિપુણ થઈ લેજે મુક્તિ માર્ગ. ઝુલો૦ ૬

ભવની ભ્રમણામાં તું ભુલો પડતો ના કદી,
સેવી સચ્ચિદાનંદ અંતર દોષો કાપ. ઝુલો૦ ૭

સંતોષે રહી સુખથી રાજ્ય કાજ કરજે બધું,
પણ મન વૃત્તિ તારી ઇશ્વર સાથે રાખ. ઝુલો૦ ૮

જાણો રાજ અનિત્ય જે નિત્ય જાણી કરો તમે,
જેમાં ભણવાનું છે ભાવી બળનું જ્ઞાન. ઝુલો૦ ૯

ભણી ગણી જ્ઞાન વિચારી અંતર બળ વધારજો,
તોડી તૃષ્ણા મનની તોડી તન અભિમાન. ઝુલો૦ ૧૦

પર નિન્દા પર ધન પર સ્ત્રી ઈચ્છા કરશો નહિ,
જે છે જગ રચનામાં દુઃખ તણી મહા ખાણ. ઝુલો૦ ૧૧

તારા મિત્રોને સંતોશી સંપેથી રહે,
વિદ્યા વિનય વિનોદે કરજે આનંદ લહેર. ઝુલો૦ ૧૨

જગ મુસાફરીમાં તું સરળ પંથમાં ચાલજે,
સાધી ચાર સાધનો કરજે રૂડાં કાજ. ઝુલો૦ ૧૩

ધર્મ અર્થ કામને મોક્ષ તણો પંથ ઝાલજે,
યશ કીર્તિએ થાજે અવિચળ ને આબાદ. ઝુલો૦ ૧૪
આ સંસારે કૃતકૃત્ય થઇ પરમાનંદ પામજે,
હરિસુખ હાલરડામાં આશિષ આપે માત. ઝુલો૦ ૧૫

૩૮

સતી મદાલસાએ જ્ઞાન પુત્રને આપ્યુંરે,
નીતિ ધર્મ નિયમનું જ્ઞાન અંતર સ્થાપ્યુંરે;
રાજ કાજની સરવે રીત શીખવી સારીરે,
આપ્યું નાના વિધ શિક્ષણ યોગ્ય વિચારીરે. ૧

વ્યવહાર કુશળતા સર્વ શાણી શીખવેરે,
આપી બ્રહ્મચર્ય જ્ઞાન પુત્રને રીઝવેરે;
શિખવ્યા છે ચારે વેદ ક્રિયાને કર્મોરે,
શિખવ્યા છે નીતિ રાજ કેરા ધર્મોરે. ૨

બત્રીશ લક્ષણો પુત્ર માતાએ કીધોરે,
મનુષ્ય ઉપયોગી બોધ સર્વે દીધોરે;
અલર્કને કીધો પ્રવીણ સહુ રીતિમાંરે,
થયો રાજ્યાસનને યોગ્ય ધર્મ નીતિમાંરે. ૩

---

૩૮ "ગુરૂ ગોવિન્દને પાય પ્રેમે લાગુંરે" એ રાગ.

ઋતુધ્વજે આપ્યું નિજ રાજ, અલર્કને પ્રેમેરે,
થયાં માત પિતા મન શાન્ત સંતોષી નિયમેરે;
કહે મદાલસા અહો પુત્ર મુદ્રિકા હું આપુંરે,
સંભાળીને તે રાખ આંગળીએ સ્થાપુંરે. ૪

રાજ કરતાં કે કોઇ શત્રુ બંધુ મિત્રોથીરે,
જ્યારે પડે અતિવ કંઇ દુઃખ અસહ્ય કોઇથીરે;
ત્યારે જોજે આ વીંટી માંહી ખોલીને પંડહોરે,
શું શું એમાં છે બોધ સમજજે સઘળોરે. ૫

એમાના બોધથી જ્ઞાન લઇને ઠરજેરે,
બહુ ભોગવી શાન્તિ સુખ દુઃખ દુર કરજેરે;
ઋતુધ્વજ કહે મુજ બાળ કાળને વર્તીરે,
કરજે તું કુશળ કાર્ય થજે ચક્રવર્તીરે. ૬

નાના વિધ દઇ શિક્ષણ ઋતુધ્વજ આપેરે,
તપ કરવા ચાલ્યો આપ મદાલસા સાથેરે;
આપી પુત્રને બહુ આશિષ વનમાં ચાલ્યાંરે,
સેવી હરિસુખ દેવના ચર્ણ પરમાનંદ પામ્યાંરે. ૭

૩૮

રાજ કરે છે અલર્ક રાય, પ્રજા પાળીને જાળવે ન્યાય;
જેવી શીખામણ આપી માતે, જેવું રાજ્ય કર્યું હતું તાતે. ૧
તેવો થયો છે અલર્ક નેકી, કાર્ય કુશળ ને છે વિવેકી;
બહુ કાળ કર્યું એણે રાજ, નીતિ નિયમમાં જેનું કાજ. ૨
આવ્યું નહિ કશું તેથી દુઃખ, ભોગવે સુખ સુખ ને સુખ;
પુત્ર પુત્રી પત્ની પરીવારે, અતિ સુખીયો છે સંસારે. ૩
ધર્મ અર્થ અને વળી કામ, સુખ ભોગ પામ્યો તમામ;
બહુ સુખથી ન આવ્યો વૈરાગ, અતિ મોહિત છે મહાભાગ. ૪
રાજ કરતાં એ ન ધરાય, તૃષ્ણા દિન દિન વધતી જાય;
"સુબાહુ" અલર્કનો બંધુ, તેણે તપથી જાણ્યું આ સંધુ. ૫
નિજ બંધુને તારવા માટે, તેણે નિશ્ચય કીધો છે જાતે;
"સુબાહુ" કાશીરાજા પાસે ગયો, વિનવી સર્વ વિષય છે કહ્યો. ૬
મારો બંધુ જે છે અલર્ક, રાજ કરે છે એકલો સર્વ;
મારો ભાગ રાજમાં અપાવો, કાશીરાજ મને સાહ્ય થાઓ. ૭
કાશીરાજાએ મોકલ્યો દુત, અલર્ક પાસે કરવા સમજુત;
નવ સમજ્યો કીધું તેણે યુદ્ધ, ગઇ સર્વે અલર્કની શુદ્ધ. ૮

---

૩૮ "ઓખાહરણ" એ રાગ.

પામ્યો પરાજય થયો નિરાશા, રાજ રહેવાની રહી નહિ આશા;
અલર્કને માતાની સાંભરી વાણી, જોઈ મુદ્રિકા જે હતી પાણી. ૯

વિદ્વાન દ્વીજોને બોલાવી, વિધિ શુદ્ધિએ વીંટી ખોલાવી;
વાંચ્યો તેમાંથી ઉત્તમ લેખ, મોહ મુકાયો પામ્યો ભેખ. ૧૦

ગયો દત્તાત્રયની પાસે, જ્ઞાન લીધું સુખની આશે;
તત્વજ્ઞાન પામ્યો એ જેથી, દ્વેષ મુકત થયો છે તેથી. ૧૧

અલર્ક આવ્યો સુબાહુની પાસ, કાશીરાજાને અવાસ;
ભાઇ રાજ તમારૂં તમે કરો, અથવા કોઇને અર્પણ કરો. ૧૨

મારે નથી એ કરવી જંજાળ, મેં તો રાજ કર્યું બહુ કાળ;
હવે તૃષ્ણા મારી તુટી, મને જડી અલૌકિક બુટ્ટી. ૧૩

મારો સંસાર વ્યાધિ છે ટળ્યો, મને એક અનંત વૈદ્ય મળ્યો;
મને મળી ઔષધિ બોધામૃત, માયા જાળ તોડી જેણે તર્ત. ૧૪

હવે સાધું સમાધિ મોક્ષ ધામ, નથી કરવું અનિત્ય રાજકામ;
હું દત્તાત્રયથી નિત્ય પામ્યો, જાણી સર્વાત્મા તૃષ્ણા વિરામ્યો. ૧૫

નથી હું તુંમાં કંઈ ભેદ, પરમાત્મા છે સહુમાં એક;
તેથી તું મારો શત્રુ નથી, શાને માટે વઢું મિથ્યા મથી. ૧૬

આખું વિશ્વ છે આત્મા રૂપે, અખીલાનંદ વસે જ્યાં અનુપે;
સુણી અલર્કની આવી વાણી, બોલ્યો સુબાહુ વખાણી. ૧૭

ધન્ય ધન્ય તને છે ભ્રાતા, ધન્ય ધન્ય છે મારીરે માતા;
જન્મ આપીને બુડતો તાર્યો, કર્યો પુત્રનો સફળ જન્મારો. ૧૮

નમુ કાશીપતિ તમ ચરણે, હું આવ્યો છું તમારે શરણે;
કાર્ય કરવા આવ્યો થયું સિદ્ધ, મારે નથી જોઇતુ કશું વિત. ૧૯

નથી મારે તો રાજનું કામ, મેં તો બહુ કાળથી તજ્યું ધામ;
સેવ્યા સચ્ચિદ નિત્ય અનંત, મોક્ષ મારગમાં રાખી ખંત. ૨૦

મારે કરવો હતો બંધુ ઉદ્ધાર, કહેલા માતાએ જે જે વિચાર;
અમે એકજ માતાના પુત્ર, તેમાં એણે માંડ્યું ઘર સુત્ર. ૨૧

અલર્ક લુબ્ધ થયો બહુ તેમાં, આવાગમન ફેરા છે જેમાં;
મારી માતા મદાલસા જ્ઞાની, તેનો પુત્ર ફરી જન્મ પામી. ૨૨

કહે અવરને એ ફરી માતા, તેથી માતાને નહિ સુખ સાતા;
માતા વચને બંધુને જ્ઞાન દેવા, મેં તો કરી તમારી સેવા. ૨૩

અલર્ક રાજ જવાથી દુઃખ પામ્યો, ત્યારે મોહ એનો તો વિરામ્યો;
ગયો દત્તાત્રયને શરણે, સુણ્યો તત્વ બોધ એણે કરણે. ૨૪

હવે આવાગમનના ફેરા, મારા બંધુના ટાળ્યા અનેરા;
માતા મદાલસાનું પય જ્ઞાની, પુત્ર પીને રહેજો અજ્ઞાની. ૨૫

તો તો વ્યર્થ છે મનુષ્ય દેહ, એવું ધાર્યું કર્યું મેં એહ;
નમી કાશીરાજાને પાય, ફરી સુબાહુ વનમાં જાય. ૨૬

કાશીરાજા થયો બહુ ખુશી, ધન્ય મદાલસાના પુત્રો ઋષિ;
રાખી સ્નેહ સંપ તેની સાથે, નિજ રાજમાં ગયો કાશી રાએ. ૨૭

પામ્યો અલર્ક તત્વ જ્ઞાન, જુવે સૃષ્ટિમાં સહુને સમાન;
મોટા પુત્રને આપી રાજ, ગયો અલર્ક તપને કાજ. ૨૮

ધન્ય ધન્ય ઋતુધ્વજ રાજા, ધન્ય ધન્ય મદાલસા માતા;
ધન્ય ધન્ય છે તેના પુત્રો, કૃત કૃત્ય થયા સહુ સુતનો. ૨૯

જેના માત પિતા હોય જ્ઞાની, બહુ વિદ્વાનને સન્માની;
તેની પ્રજા ઉત્તમ થાય, જેના ગુણ અવિચળ ગવાય. ૩૦

મળે પુત્રને માતાથી જ્ઞાન, એવી સતીને દો સન્માન;
સર્વ અબળા સબળા હોય, થાય મદાલસા સમી તોય. ૩૧

સતી પતિ પુત્રને તારે, સતી ઉભય કુળને ઉજાળે;
જન્મ ભીતિ સતીથી જાય, હરિ સુખ દેવ પ્રસન્ન બહુ થાય. ૩૨



# ઋષિ કર્દમનો તપ.

## ઇશ્વરની કૃપા.

૧

કર્દમ બેઠા સમાધિમાં નદી સરસ્વતી તીરે કર્દ૦
ધ્યાન ધરે પરિબ્રહ્મનું, એક ચિત્તથી સ્થીરે,
મનસા વાચાને કર્મથી, રહ્યા ઇશ આધીને. કર્દ૦ ૧
ભક્ત આધીન ભગવાન છે, જોઇને સત્ય ભક્તિ;
આજ અતિ કળિ કાળમાં કરે તપ કોઇ વ્યક્તિ. કર્દ૦ ૨
સાકારી થયા શ્રીહરિ સૂર્ય તેજ સ્વરૂપે;
શ્વેતાંબર શ્વેત કમળની, ધરી માળા અનુપે. કર્દ૦ ૩
સંખ ચક્ર ગદા વળી, શિર મુગટ વિરાજે;
કાનમાં કુંડળ ઝળકતાં, બાજુ બંધ સુ છાજે. કર્દ૦ ૪
પાયમાં પદ્મ સોહામણું કટી મેખળા ખળકે;
પીળાં પિતાંબર પેરીયાં, ઝરીનો જામો ઝળકે. કર્દ૦ ૫
આનંદી સુખ પરમાનંદનું, શ્રીલક્ષ્મી છે સાથે;
ગરૂડ વાહન થઇ આવીયા, દર્શન દેવાને કાજે. કર્દ૦ ૬

---

૧ "પધોરે પોપટ રાજા રામના" એ રાગ.

દર્શન થયાં દયાળના, શ્રી લક્ષ્મીજી સાથે;
દંડવત થઈ હરિ સુખ ઋષિ, કર્દમજી છે યાચે. કર્દ૦ ૭

## કર્દમ સ્તુતિ.

૨

અહો ભક્ત આધીન બ્રહ્માંડ ધારી,
તમે ભક્ત વત્સલ છો શ્રી મોરારી;
થયો જન્મ સફળ મારો કૃપાળુ,
થયાં નેત્ર પવિત્ર દેખી દયાળુ. ૧
સહુ યોગી મૂનિ સમાધિથી સાધે,
પ્રભુ પામવા જન્મના જન્મ આપે;
મહા કષ્ટથી ના જુવે વિશ્વ મૂર્તિ,
મને દર્શ આપ્યાં શ્રી સાકાર મૂર્તિ. ૨
ભવોના નિધિના તમે નાવ રૂપ,
સકામી સહુ પૂજતા વિશ્વભૂપ;
વિષય વાસનાથી પૂજે મૂર્ખ લોક,
મળે નર્કમાં વાસનાઓ અથોક. ૩
થયો આજ હું મૂર્ખ જેવોજ સ્વામી
પૂજ્યાં સ્ત્રી અને સુખ માટે નમામી;

---

૨ ભુજંગી.

ગૃહસ્થાશ્રમે સેવતાં પૂન્ય યોગ,
સરે ધર્મને અર્થને કામ મોક્ષ. ૪

પ્રભુ એકરૂપે ત્રિગુણો ધરો છો,
સહુ ઉત્પત્તિ લય સ્થિતિ કરો છો;
બહુનામી સ્વામી રહ્યો છું વિરામી,
ગુણો ગાઇ શરણે રહ્યો છું નમામી. ૫

નિરાકાર નિર્ગુણ નિર્લેપી સ્વામી,
પ્રભુ ભકત સારૂ રહો છો સકામી;
અહો નિર્ગુણાનંદ આનંદ દાતા,
હરિ સુખ સ્વામી તમે છો વિધાતા. ૬

## કર્દમને મળેલું વરદાન.

૩

કૃષ્ણ કહે કર ઝાલી કર્દમને, ઋષિ ઉઠો હું છઉં પ્રસન્નરે;
તમારા જેવા ભક્તને માટે, તલપે મારૂં મન. કૃષ્ણ૦ ૧
ધન્ય ધન્ય કર્દમ ઋષિ તમને, ધન્ય છે તપ તમારોરે;
નીતિ નિયમે ધ્યાન અલૌકિક, તેથી પ્રસન્ન હું જાણો. કૃષ્ણ૦ ૨

---

૩ "ધન્યે જશોદા ધન્ય જશોદા" એ રાગ.

એકાગ્ર ચિત્તે વંદે કોઈ મુજને, તેને હું દર્શન આપું રે;
તો તમ જેવા તપોબળીને, શા માટે માગ્યું ન આપું. કૃષ્ણ૦ ૩
સાત સમુદ્રવાળી પૃથ્વીનો, બ્રહ્માવર્તમાં રાયરે;
પૂણ્ય શ્લોક મનુ પવિત્ર તેને, દેવહુતી કન્યાય. કૃષ્ણ૦ ૪
સત રૂપા સાથે મનુ આવશે, ઋષિ તમારે આશ્રમેરે;
દેવહુતીને સાથે લાવશે, પરણાવશે વિધિ ધર્મે. કૃષ્ણ૦ ૫
પવિત્ર નારી સેવા તમારી તે, કરશે સ્નેહને આણીરે;
નવ કન્યા તેનાથી તમને, થશે જાણો સત્ય વાણી. કૃષ્ણ૦ ૬
દેવહુતીના પવિત્ર ઉદરે, હું આવીશ પુત્ર થઈનેરે;
મોક્ષ ગતિ માતાની થાશે, અલૌકિક જ્ઞાનને લઈને. કૃષ્ણ૦ ૭
તમને પણ મારા દર્શનથી, જ્ઞાનની વૃદ્ધિ થાશેરે;
પરમાનંદ પામશો અંતરમાં, મોક્ષ લેવા ઉલ્લાસે. કૃષ્ણ૦ ૮
જીવને શિવમાં ભેદ નહિ દેખો, અહં બ્રહ્માસ્મિ થઈનેરે;
એકાન્ત ભક્તિ કરવા વિચરશો, દેવહુતીને બોધ દઈને. કૃષ્ણ૦ ૯
વરદાન આપી પ્રભુ પધાર્યા કર્દમ ઋષિ રહ્યા જોઈરે;
અલોપ થયા ક્યાં હરિ સુખના સ્વામી, કર્દમજી વિચારે મોહી. કૃષ્ણ૦ ૧૦

# મનુનું આવાગમન.

## કન્યાનું દાન.

૪

આવ્યા આવ્યા શ્રી મનુ મહારાજ ચક્રવર્તી રાજા,
બિન્દુ સરોવરને તીર કર્દમ જ્યાં બીરાજ્યા;
મનુ આવીને નમ્યા ઋષિને દંડવત છે કીધારે,
પુત્રી અર્પી કર્દમ ઋષિને વખાણ પરસ્પર કીધાં. ચક્ર૦ ૧

કર્દમ ઋષિએ વિધ વિધ રીતે માન મનુને દીધાંરે,
પૃથ્વી પતિ કહો કેમ પધાર્યા પવિત્ર આશ્રમ કીધા. ચક્ર૦ ૨

શ્રમ લીધો મુજ આશ્રમ આવવા શું છે એવું કાજરે,
કપટ રહીત મનુ કહો સહુ સાચું યાચું જાણવા કાજ. ચક્ર૦ ૩

વિનય કરી મનુ વદે મુખેથી ધન્ય ભાગ્ય છે મારૂંરે,
પૂરણ પુન્ય પ્રભુ મારૂં જેથી દર્શન થયું તમારૂં. ચક્ર૦ ૪

રૂપ ગુણ વિદ્યા તપ કેરાં સાંભળી પૂર્ણ વખાણરે,
મારી પુત્રી દેવહુતીને દેવા આવ્યો હું નિર્વાણ. ચક્ર૦ ૫

---

૪ "આવે આવેરે નંદનો લાલ માખણ ખાવાને" એ રાગ.

કૃપા કરી આ પુત્રી સ્વીકારો અર્ધાંગના કરી સ્થાપોરે,
વેદ વિધિએ વિવાહ કરીને, અવિચળ સુખ સૌ આપો. ચક૦ ૬

દેવહુતીએ નારદના મુખથી, તમ ગુણની સાંભળી ગાથારે,
મન વચન કર્મે વરી તમને રૂપ યૌવન ગુણ શીળ બાળા. ચક૦ ૭

પરણો પ્રીતે દેવહુતીને એજ વિનતિ યાચું રે,
હરિસુખ લેવા અર્પું બાળા નિશ્ચિંત નિરંતર થાઉં. ચક૦ ૮

## ઋષિએ કરેલો સત્કાર.

૫

ભલેરે આવ્યા મનુ કન્યા દેવા,
મારે મન અનુકુળ એ વિવાહ. ભલેરે૦ ૧

સકળ ગુણ શોભીત એ કન્યા,
કુંવારીને પરણવા નહિ અન્યા. ભલેરે૦ ૨

વિવાહ વેદ વિધિથી કરશું,
મનુ તારી પુત્રીને વરશું. ભલેરે૦ ૩

દેવહુતી રૂપ ગુણે શોભે,
સૂર્ય કાન્તિ જેવું મુખ ઓપે. ભલેરે૦ ૪

---

૫ "મારારે સમ બોલોની વહાલા." એ રાગ.

ઝાંઝર પહેરી રમતી દડા સાથે,
ઉભો એક ગંધર્વ આકાશે. ભલેરે૦ ૫

મોહ્યો દેવહુતીનું મુખ જોઈ;
વિશ્વાવસુ ધરણી ઢળ્યો જોઇ. ભલેરે૦ ૬

એવી તારી રૂપવતી બાળા,
સ્વીકારીને પહેરૂં વરમાળા. ભલેરે૦ ૭

કહું એક શુદ્ધ સાચી વાણી,
સાંભળો મનુ સતરૂપા રાણી. ભલેરે૦ ૮

પરણી સંસારીક સુખ લઇશ,
પ્રજા થતાં સુધી સાથે રહીશ. ભલેરે૦ ૯

સાધન જે છે ધર્મ અર્થ કામ,
વિનયે સેવી લઇશ હું મોક્ષધામ. ભલેરે૦ ૧૦

મનુએ સુણી કર્દમની વાણી,
હરખ પામ્યાં મનુ અને રાણી. ભલેરે૦ ૧૧

કન્યાદાન દેવહુતીનું દીધું,
કર્દમ ઋષિ સાથે સગપણ કીધું. ભલેરે૦ ૧૨

પહેરામણી આપી પાયે લાગ્યાં,
વસ્ત્રાભૂષણ આપ્યાં મ્હોના માગ્યાં. ભલેરે૦ ૧૩

સતરૂપા થયાં ગદ્દ ગદ્દ કંઠે,
પુત્રી આપી જવું નિજ પંથે. ભલેરે૦ ૧૪

વિવેકથી મનુ સમજાવે,
આશિર્વાદ આપી ચાલો હાવે. ભલેરે૦ ૧૫

સોંપી પુત્રી કર્દમને હાથે,
મનુ સતરૂપા ગયાં સાથે. ભલેરે૦ ૧૬

સતી દેવહુતી પતિ પાસે,
નિરંતર રહેતી ઉલ્લાસે. ભલેરે૦ ૧૭

હરિસુખ દેવહુતી પામી,
કર્દમજીને શરણે રહી વિરામી. ભલેરે૦ ૧૮

## દેવહુતીની પતિ સેવા.

૬

પરણી દેવહુતી પતિ સેવતાં, પાળી પૂર્ણ પતિ વ્રત ધર્મ,
જાણી સ્વામી મર્મ, સેવા કરે સ્નેહથી. ૧

બોલે મધુરવચન સતી મુખથી, મુકી લોભ વારી મન કામ,
રહે નિષ્કામ, સેવા કરે સ્નેહથી. ૨

૬ " રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં " એ રાગ.

ક્રોધ કપટ દુરાચાર વૃત્તિને, તજી રાખે પ્રેમાળુ મન,
કરે છે પ્રસન્ન, સેવા કરે સ્નેહથી. ૩

યમ નિયમ પાળે અતિ આકરા, કરી કાષ્ટ સમી નિજ,
દેહ જીત્યો પતિ સ્નેહ, સેવા કરે સ્નેહથી. ૪

થયા પ્રસન્ન ઋષિ કર્દમ કહે, થયો તારી સેવાથી પ્રસન્ન,
સતી ધન્ય ધન્ય, સેવા કરે સ્નેહથી ૫

તારો દેહ ગાળ્યો તેં હે દમયતી, કરી સેવા મારી અહોનીશ,
નમાવીને શીશ, સેવા કરે સ્નેહથી, ૬

સ્વધર્મ તણા તપ નિયમે, મેળવ્યા વિદ્યા યોગે જે વૈભવ,
તે સહુ તું ભોગવ, સેવા કરે સ્નેહથી. ૭

તારા સત્યથી તે સૌ આધીન તને, આપું દૈવી ચક્ષુ તને,
આજ નિરખવાને કાજ, સેવા કરે સ્નેહથી ૮

તું તો સિદ્ધ થઇ સતી ધર્મથી, હવે ભોગવ રાજ્ય વૈભોગ,
લીધા સાધી યોગ, સેવા કરે સ્નેહથી. ૯

સ્વામી વાણી અમૃત સમ સાંભળી, થયાં દેવહુતી પ્રસન્ન,
ચિન્તા ટળી મન, સેવા કરે સ્નેહથી. ૧૦

નમી નેહ વિનયથી વાણી વદે, તમે દેવાંશી સ્વામીનાથ,
સિદ્ધિ તમ હાથ, સેવા કરે સ્નેહથી. ૧૧

પ્રાણનાથ પુરો મન કામના, પામી તમથી સંસારના સુખ,
વામે સહુ દુઃખ, સેવા કરે સ્નેહથી. ૧૨

થયું દુર્બળ અંગ આ માહરૂં કરો સબળ તેને સ્વામીનાથ,
કહું જોડી હાથ, સેવા કરે સ્નેહથી. ૧૩

લેવું અનંત સુખ તમથી પતિ, એવો અંતરમાં છે ઉલાસ,
પુરો મન આશ, સેવા કરે સ્નેહથી. ૧૪

પતિ તમે મહાત્મા તમ પાસથી, માગું સર્વ મનોરથ નાથ,
હરિ સુખ સાક્ષાત, સેવા કરે સ્નેહથી. ૧૫

## કર્દમનું વિમાન.

૭

કર્દમની યોગ સાધના બહુ સહેલીરે,
કીધું વિમાન ઉત્તમ એક જાણે હવેલીરે. ૧

છજાં જરૂખાં ને જાળીયાં ધ્વજા મેહેલીરે,
કર્યાં સુંદર ચારૂ ચોક વૃક્ષને વેલીરે. ૨

ત્યાં ભ્રમર કરે ગુંજાર બોલે કોયલડીરે,
મેના પોપટ મયુરના બોલ જેવો નાદ ઘંટડીરે. ૩

---

૭ રૂક્‌મૈયો કહે ક્યાં જાય છે વહેલી વહેલીરે એ રાગ.

હીરામાણેકથી જડી ભીંત સુશોભીત ચકચકીરે,
શુભ શિખરે સુવર્ણ કળશ રહ્યા બહુ ઝગમગીરે. ૪

બહુ ઉત્તમ કીલ્લાકોટ ઓરડા ઓરડીરે,
ચંદરવા તોરણહાર શોભે મોતી તણીરે. ૫

જળાશય તણા શોભે હોજ ફુવારાના ગોફણીરે,
અતિ શોભા દીસે જેમ મેઘ વરસતો ધરણીરે. ૬

કર્દમ કહે શાણી સુશીળ સાંભળ ભામનીરે,
ભોગવ નાનાવિધ સુખ ધર્મ અર્થકામથીરે. ૭

નિર્મળ નિરથી ભરી છે વાવ કરો સ્નાન શુદ્ધિથીરે,
ધરો પરમાત્માનું ધ્યાન સતી શુધ્ધ બુધિથીરે. ૭

પછી બેસો વિમાનની માંહી અંતર શાન્તિ ધરીરે,
છે ગૃહસ્થાશ્રમીના સુખ અખુટ છે માયાકરીરે. ૮

કર્દમની આજ્ઞા શિર ચડાવીને ભામનીરે,
સ્નાન અર્થે જળાશય માંહી ઉતરી કામનીરે. ૯

નિજ પતિનો પુન્ય પ્રતાપ સતી જોઇ રહીરે,
હરિસુખ દાસી કરાવે સ્નાન દેવહુતી મોહી રહીરે. ૧૦

---

# દેવહુતીનું સૌંદર્ય.

૮

દેવહુતી સતી સરિતામાં છે નાહ્યજો,
હરખે હૈયું ઉભરાયું દેવી તણું. ૧
દેખે સુંદર અવ નવી શોભાયજો,
દાસ દાસીઓ પાય પડે છે આવીને. ૨
નાના વિધ સુગંધી અંગે ચોળીજો,
સ્નાન કરાવે સ્નેહે સતીને સુંદરી. ૩
વસ્ત્રાભૂષણ સુંદર પટકુળ શોભેજો,
દિવ્ય દેહને શોભા શુભ શણગારની. ૪
હાથે કંકણ હીરાનાં અમુલાં જો,
નાકે નથની કંઠે હાર સોહામણો. ૫
નેપુર પગમાં કેડે છે કંદોરોજો,
ચાંદલીયો ઝળકે છે સતી લલાટમાં. ૬
દેવાંશી વપુ સતીત્વથી બહુ શોભેજો,
પતિવ્રતાના શણગારોથી અતિ ઘણી. ૭
આકાશે જેમ સૂર્ય ચંદ્ર છે શોભેજો,
સતી મુખે દીપે છે પતિવ્રતની પ્રભા. ૮

---

આશો માશો સરદ પુનમની રાતજો—એ રાગ.

સુંદર રૂપ અનુપ પોતાનું નિરખીજો,
પતિ તણો મહિમા વખાણે સુંદરી. ૯
તપોબળી નિજ પતિની સરવે સિદ્ધિ જો,
ભોગવતાં વર્ષો વીત્યાં આનંદમાં.૧૦
સુખ સૌભાગ્યે સતીને આનંદ અંગે જો,
નવ કન્યાનો જન્મ થયો એકે સમે.૧૧
સતીની કન્યા સતી જેવી શોભીતી જો,
દેવહુતીને અંતર હર્ષ ને શોચનાં.૧૨
કર્દમ ઋષિએ સંન્યસ્ય લેવા ધાર્યું જો,
મન ઇચ્છા પતિની વરતી સતી કહે.૧૩
પ્રાણપતિ અતિ સુખ આપ્યું છે મુને જો,
તોપણ તૃષ્ણા એક હજી છે મનમાં.૧૪
પૂર્ણ કરી પતિ તે મન ઇચ્છા મારી જો,
હરિસુખ સ્વામી સમરો પછીથી વનમાં.૧૫

## દેવહુતીની વિનતિ.

૯

પતિ મને દાન અભયનુ આપો, હું છું શર્ણાગત સુખ સ્થાપો.પતિ૦

---

૯ "આવત મોરી ગલીઅનમે ગિરિધારી" એ રાગ.

પુત્રીઓ પારકું ધન છે. સ્વામી, પરણાવવી છે તેને,
વાનપ્રસ્થ થઈ વન સીધાવો, કહો કોણ સંભાળશે એને. પતિ૦ ૧

કન્યાદાન દઇ પતિ મારા, પુત્રીઓને પરણાવો,
સદ્ગુણી સુશીલ વિદ્વાન વરથી, મંડપ રૂડો શોભાવો. પતિ૦ ૨

સુખ અખુટ હું પામી છું તમથી, ભજ્યા નથી ગિરિધારી,
પરિબ્રહ્મ જેવા પતિ તમે મારા, તે મહિમાને રાખો વધારી. પતિ૦ ૩

અભય દાનને મોક્ષ ગતિ પ્રભુ, તમ સેવાથી હું પામું,
પતિ વિયોગનું દુઃખ અલૌકિક, શી રીતે હું વિરામું. પતિ૦ ૪

બ્રહ્મજ્ઞાન ઉપદેશ દેનારો, પુત્ર પ્રભુ મને આપો,
યાચના મારી એજ સ્વિકારી, સંસાર કષ્ટને કાપો. પતિ૦ ૫

સૃષ્ટિનું સાધન છે ધર્મ, અર્થ, કામ, અને વળી મોક્ષ,
એ ચાર સાધનો આપ કૃપા વડે, ભોગવી લઉં જ્ઞાન લક્ષ. પતિ૦ ૬

પત્નીનું તારણ નાવ રૂપે પતિ, આપ તો છો સર્વજ્ઞ,
વિનવી વિનવી શું કહું સ્વામી, હું દાસી તમ અજ્ઞ. પતિ૦ ૭

પૂર્ણાનંદ હું તમથી પામી, આવાગમન વિરામી,
હરિસુખ સ્વામીને ઓળખવાની, તૃષ્ણા છે અંતરયામી. પતિ૦ ૮

---

## કર્દમનું આશ્વાસન.

૧૦

કર્દમ કહે સુણ સુંદરીરે, શીદ અંતર તું અકળાય;
સિદ્ધિ સતીને પતિથી છેરે, સહુ મન વાંચ્છીત ફળ થાય. ૧

યમ નિયમ દાન તપથીરે, તું પૂજની વિશ્વાધાર;
શુદ્ધ ભક્તિ વ્રત ધર્મથીરે, પ્રભું લેશે તુંથી અવતાર. ૨

પુત્ર રૂપે પરીબ્રહ્મશ્રીરે, તને આપવાને ઉપદેશ;
જન્મ લેશે તુજ કુખથીરે, તારો ટળશે સરવે ક્લેશ. ૩

કીર્તિવંતો થશે પૃથ્વીમાંરે, એ રાખશે મારૂં નામ;
બ્રહ્મજ્ઞાન તુને આપશેરે, તારૂં ટાળશે દેહાભિમાન. ૪

પૂર્વ તપોબળ પ્રતાપથીરે, પામ્યાં જે મહા વરદાન;
તેહ વચન હરિ પાળશેરે, દેશે જન્મીને બહુ માન. ૫

દેવહુતીએ વ્રત આદર્યુંરે, પતિ આજ્ઞાને અનુસાર;
કર્દમ ઈચ્છા બળ ધર્મથીરે, પ્રભુ આવ્યા ઉદર મોઝાર. ૬

દુંદભી વાગ્યાં દેવનારે, વળી અપ્સરા ગંધર્વ ગાય;
પુષ્પની વૃષ્ટિ આકાશથીરે, સહુ દિશા ઉજળી થાય. ૭

બ્રહ્મા આવ્યા કર્દમ કનેરે, બહુ શિખામણ કહી સુખ;
વિશ્વેશ્વર હવે જન્મશેરે, તમે પામશો અતિ સુખ. ૮

---

૧૦ " આજ મારી આઠમ રંગ ભરીરે " એ રાગ.

સાંખ્ય શાસ્ત્ર વિસ્તારશેરે, થશે કપિલ દેવ વિખ્યાત;
હરિસુખ સ્વામીના જન્મથીરે, તમે થશે। ઉભય પ્રખ્યાત. ૯

## કપિલદેવ જન્મ્યા.

૧૧

બ્રહ્મા થયા વિદાય, બ્રહ્મા થયા વિદાય,
દઇને શુદ્ધ શીખામણ ઋષિનેરે;
કર્દમે નિજ કન્યાય (૨)
પરણાવીને આપી ઘણી સંપત્તિરે. ૧
મરીચી અગ્નિ આદિ દેવ (૨)
તેને કન્યાઓનું દાન આપીયુંરે. ૨
કીધા સહુને વિદાય (૨)
સુખ સૌભાગ્ય કન્યાઓ શીર સ્થાપીયુંરે. ૩
થયા પુર્ણ દશ માસ (૨)
થયો અજન્મા જન્મ પરિબ્રહ્મનોરે. ૪
જાણ્યું જન્મ્યા પરિબ્રહ્મ (૨)
કરે કરજોડી સ્તુતિ કર્દમ ઋષિરે. ૫

૧૧ " પૂજુ ગણપતિના પાય, પૂજુ અંબીકાની પાવડીરે " એ રાગ.

હરિસુખ તણા દેવ (૨)
થયા બાળ સ્વરૂપ કપિલજીરે. ૬

## કર્દમની સ્તુતિ.

૧૨

નમુ નમુ સચ્ચિદાનંદ સ્વામી, બ્રહ્મા વિષ્ણુ રહ્યા છે વિરામી. નમુ૦
યોગી મુનીઓ સમાધીએ સાધે, દર્શન ઇચ્છી તમારાં,
દેવને દુર્લભ દર્શન જેના, મહા કષ્ટથી તો થનારાં. નમુ૦ ૧
અનેક ભક્તો ભક્તિ કરે છે, પામવા ચર્ણો તમારાં,
તોપણ દર્શન દુર્લભ તેને, ધન્ય ભાગ્ય છે મારાં. નમુ૦ ૨
અનેક ભક્તોની ભક્તિ સ્વિકારી, સત્ય પાળવાને આવ્યા,
હું રંકને ઘેર જન્મ છે લીધો, મુક્તી માર્ગ બતાવ્યા. નમુ૦ ૩
નિરાકાર થયા છો સાકારી, ભક્તને જ્ઞાન વધારો,
ચાર ભૂજા સ્વરૂપ વખાણું, મારા અંતર ધામે પધારો. નમુ૦ ૪
તત્વ શોધક ચર્ણાર્વિંદ સેવે, હું છઉં શરણે તમારે,
સર્વેશ્વર સહુ રૂપ કપિલજી; પુત્ર રૂપે આવ્યા મારે. નમુ૦ ૫
સિદ્ધ થયા છે મનના મનોરથ, જન્મ સફળ છે અમારો,
હવે સન્યસ્થ લઇ વનમાં જવું છે, આજ્ઞા દો દાસ તમારો. નમુ૦ ૬

---

૧૨ " આવત મોરી ગલીઅનમે ગિરિધારી..." એ રાગ.

કપિલ દેવ કહે કર્દમજી, પૂર્વે વરદાન મેં આપ્યું,
સત્ય વચન તે કરવાને મારૂં, જન્મ લીધો દુઃખ કાપ્યું. નમુ૦ ૭
આત્મજ્ઞાનનો માર્ગ બતાવવા, જન્મ છે હે ઋષિ મારો,
ધર્મની વૃદ્ધિ કરવાને કારણે, થયો છું પુત્ર તમારો. નમુ૦ ૮
કર્મ અર્પણ કરી કર્દમજી તમે, ભક્તિ કરોની મોરારી,
એકાગ્ર ચિત્તથી અંતરમાં તમે, જો જો શ્રીવિશ્વવિહારી. નમુ૦ ૯
જાઓ ભલે વનમાં તપ માંડો, પામશો મોક્ષની બારી,
મારી માતાને હું જ્ઞાન ઉપદેશે, સંસારથી લઇશ તારી. નમુ૦૧૦
કર્દમજી ચાલ્યા વન માર્ગે, ઇષ્ટ અનંત આરાધે,
દેવહુતી કપિલ દેવ પાસે, યોગની સાધના સાધે. નમુ૦૧૧
તત્વજ્ઞાન અતિ ઉત્તમ આપ્યું, ટાળ્યું છે તન અભિમાન,
દેવહુતી દેવો મય થઇને, પામ્યા છે પદ નિર્વાણ. નમુ૦૧૨
જ્ઞાન માર્ગથી દેહ ગાળીને, થયાં છે બ્રહ્મ સ્વરૂપ,
દેવહુતી નદી રૂપ થયાં, સિદ્ધક્ષેત્ર થયું છે અનુપ. નમુ૦૧૩
માતાને જ્ઞાન ઉપદેશ આપીને, કપિલ દેવ સાધના સાધે,
સમુદ્ર તટપર ધ્યાન ધરીને, શ્રી પરબ્રહ્મ રૂપ આરાધે. નમુ૦૧૪
તદાકાર થયા ઇશ્વરમાં, આધિ ઉપાધિ તજીને,
હરિસુખ મોક્ષનું ધામ લીધું, એક ચિત્તે ઇશ ભજીને. નમુ૦૧૫

# પાર્વતીનો તપ.

૧

એક સમે નારદજી આવ્યા હિમવાનને દ્વારેરે;
ગિરિ તનયાએ પ્રણામ કરીને પૂજ્યા પંચોપચારે. એક૦ ૧

પાય પડી પારવતી પુછે નારદજીને વાણીરે;
"શંકરસ્વામીને કેમ પામું કહો તમે વીણાધારી." એક૦ ૨

નારદજી કહે પારવતી શંકર તપથી સાધ્યરે;
શ્રી શંકર વર પરણવા હોય તો તપ માંડી આરાધ. એક૦ ૩

ફળ ઉત્તમ તું પામીશ બાળા જે દેવો પણ નથી પામ્યારે;
દર્શન આપશે તપથી તુજને એમ કહી વિરામ્યા. એક૦ ૪

પારવતી કહે માત પિતાની આજ્ઞાથી તપ કરવોરે;
પ્રસન્ન કરી ઇશ્વરને મારો હાથ પ્રભુ કર ધરવો. એક૦ ૫

તપ વિધિ શીખવી નારદજી ચાલ્યા નિજ સ્થાનકેરે;
પારવતી તપ નિશ્ચય સાધી હરિસુખનો ઇશ જપે. એક૦ ૬

---

૧ "ધન્ય જશોદા ધન્ય જશોદા" એ રાગ.

## પારવતીએ સખીશી તપ કરવા જવાની માતા પિતાની માગેલી આજ્ઞા.

૨

પારવતીએ સખીઓ તેડીરે, પુછો માત પિતાને બેનીરે
મારે તપ કરવા જવું તેની, ઈશ્વર સ્વામી પામવો છે મારેરે. ૧

વેગે ચાલી સખી સહુ સાથેરે,બેઠાં હિમવાન મેના તે પાસેરે,
કહ્યો ગૌરીનો સંદેશો ઉલ્લાસે, ઈશ્વર સ્વામી૦ ૨

મેના માતા કહે મારી બાળારે, એનું અંગ સંકોમળ કાયારે,
કેમ તજશે એ મોહને માયા, ઈશ્વર સ્વામી૦ ૩

કહે જયાને વિજયા શાણીરે, તમે સાંભળો મેના રાણીરે,
કહીએ ઉભયના હીતની વાણી, ઈશ્વર સ્વામી૦ ૪

શિવ સૃષ્ટિનો દેવને સેવરે, ઋષિ મુની અસુર કેરા દેવરે,
કરે ઉત્પત્તિ સ્થિતિ અહમેવ, ઈશ્વર સ્વામી૦ ૫

તેને પામવા તપ એને કરવોરે, ત્રિભુવન પતિ વર એને વરવોરે,
માતા તેમાં વિઘ્નનો ભાર ન કરવો, ઈશ્વર સ્વામી૦ ૬
મેના કહે જયા વિજયા શાણીરે, તમે સહીયરો સરખી સમાણીરે,
ભલે તપ કરવા જાયે પુત્રી શાણી, ઈશ્વર સ્વામી૦ ૭

---

૨ " સખી પદલે તે પંથે ચાલ્યારે," એ રાગ.

પારવતીના હીતમાં છું સુણીરે, વન તડકે થાએ રખે દુઃખીરે,
એ છે અંગ કોમળ ચંદ્રમુખી; ઇશ્વર સ્વામી૦ ૮
પ્રભુ રક્ષણ એનું કરજોરે, તપ સિદ્ધિએ મહાવર વરજોરે,
હરિસુખના અનંત દેવ સાહ્ય કરજો, ઇશ્વર સ્વામી૦ ૯

## પાર્વતી તપમાં.

૩

જયા ને વિજયા કહે સખી, આજ્ઞા માતાએ આપી; જયા૦
ચાલો જઇએ વનને વિષે, સ્થિર વૃત્તિને રાખી,
વલ્કલ પહેર્યાં છે પાર્વતી, મૂંજી મેખળા બાંધી; જયા૦ ૧
હીમગિરિ જઈ તપ આદર્યો, યોગ સમાધિ સાધે,
જયા વિજયા સાથે ગયાં, ગૌરી તપનેરે કાજે; જયા૦ ૨
ગૌરી શિખરે પાર્વતી ગયાં, શુદ્ધ ભૂમિકા જ્યાં છે,
પદ્માસન વાળી પાર્વતી, અવિનાશી આરાધે; જયા૦ ૩
તપ અલૌકિક આદર્યો, સહુ દેવો વિમાસે,
જયા ને વિજયા રક્ષા કરે, રહી પાર્વતી પાસે; જયા૦ ૪
ઉગ્ર કરે છે આરાધના, પારવતી ઉલ્લાસે,
નારદ ઋષિને મોકલ્યા, દેવોએ શિવ પાસે; જયા૦ ૫

---

૩ " પઢોરે પોપટ રાજા રામના " એ રાગ.

વિનવે વીણા ધારી શંભુને, વદે વચનો ઉલ્લાસી,
ત્રિભુવનના પતિ છો તમે, તમે સર્વજ્ઞ સ્વામી; જયા૦ ૬.
પાર્વતીએ તપ માંડીયો, વરવા બહુનામી,
દેવો સહુ વિસ્મય થયા, પ્રભુ વિનતી સ્વીકારી; જયા૦ ૭.
દર્શન દેવા દેવ કાર્યમાં, સતી પાસે પધારો,
વિશ્વપતિ કહે નારદ ઋષિ, તમે ઘેર સીધાવો; જયા૦ ૮
રહો નિશ્ચિંત અંતર વિષે, રાખી વિશ્વાસ સારો,
દેવનાં કાર્ય કરૂં બધાં, એજ આશય મારો, જયા૦ ૯
પારવતી સતી તપ કરે, તેને દર્શન આપું.
હરિસુખ ઇશ્વર અનંત પ્રભુ, થયા અંતર દયાળુ. જયા૦૧૦

૪

મહાદેવ આવ્યા હતાં શૈલજા જ્યાં,
જુવે પારખું પાર્વતીનું પ્રભુ ત્યાં;
લઇ વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ પોતે,
આવ્યા પાર્વતી પાસ ઉભા પ્રભુ છે. ૧
દીઠો વૃદ્ધ બ્રાહ્મણ છોડી સમાધી,
સતી પૂજતાં પાદુકા પાય લાગી;

૪ ભુજંગી.

કહો કેમ આવ્યા અહિં કામ શું છે,
નમી પાર્વતી વિનયે વાત પૂછે. ૨

રૂપે વૃદ્ધ બ્રાહ્મણ કહે અનંત,
કરી મારી સેવા ગણી બ્રહ્મ સંત;
થયું મન પ્રસન્ન મારૂંજ તુંથી,
થઇ મિત્ર પુછું ન લાજો શ્રી હુંથી. ૩

બહુ રૂપ યાૈવન અલાૈકિક તારૂં,
તું શા કારણેથી કરે તપ વારૂ;
તારૂં અંગ સુરંગ કોમળ કાયા,
તજી વસ્ત્ર નવરંગની કેમ માયા. ૪

સહુ રિદ્ધિ ને સિદ્ધિ શણગાર સારા,
તજી સર્વ વન આવી બેઠી શું બાળા;
થયો બહુ હું મન પ્રસન્ન તુંથી,
મુખે માગતું આપું અપાય હુંથી. ૫

સુણી વૃદ્ધ બ્રાહ્મણની શુભ વાણી,
કહે પાર્વતી સખીને સુણ શાણી;
કહો સર્વ વૃત્તાંત મારૂં યતિને,
કદિ મેળવે આ યતિ શિવ પતિને. ૬

હશે જો કદિ સાધુ આ શુદ્ધ પોતે,
મને માર્ગ બતાવશે તપનો તે;
કહો અથ ઇતિ સખી મારી કહાણી,
હરિ સુખની શક્તિ બોલ્યાં સુવાણી. ૭

## સખીઓએ યોગી પાસે કહેલી વાત.

૫

જયા વિજયા જોડી હાથ કહે યતિને કહાણી,
શંકર ઉભા સાક્ષાત જાણે નહિ શાણી;
સાંભળો બ્રાહ્મણ વાત સખીની કહીએ અમે સર્વરે,
તપ માંડયો છે શૈલ્ય બાળાએ છાંડી મનનો ગર્વ. કહે યતિ૦ ૧

ઇન્દ્રાદિક સનકાદિક સર્વે સૃષ્ટિમાં છે સર્વરે;
તેમા શિવજી ઉત્તમ સહુથી તેને પરણવા રાખે ગર્વ. કહે યતિ૦ ૨

શિવજી વર વરવાને માટે નારદે તપ બતાવ્યોરે;
આજ્ઞા નારદની પાળીને મહા તપ સખીએ માંડયો. કહે યતિ૦ ૩

સમદમથી સહુ નિયમ પાળીને તપ કરવા સખી બેઠીરે;
શંકરવર વરવાની આશા એને અંતર વહેતી. કહે યતિ૦ ૪

---

૫ " અલબેરીરે અંબે માત જોવાને જઇએ " એ રાગ.

બ્રાહ્મણ વેશે શંકર બોલ્યા સત્ય અસત્ય ન લેખું રે;
સમજું હું તો જો કહે મુજને પારવતી મુખેશું. કહે યતિ૦ ૫

પારવતી કહે પવિત્ર બ્રાહ્મણ સખીઓ કહે છે સાચું રે;
મનસા વાચા કર્મણાથી શંકર વરને યાચું. કહે યતિ૦ ૬

શંકર સ્વામી મળવા દુર્લભ તો પણ તપમેં માંડયો રે;
હરિસુખ ઇશ્વરને હું ઇચ્છું સફળ થવા જન્મારો. કહે યતિ૦ ૭

## વેશધારી બ્રાહ્મણનો પાર્વતીને બોધ.

૬

બ્રાહ્મણ વેશમાં શંભુ, બોલ્યા આવી પાર્વતીની પાસે;
સતી વખાણું તુજને, અંતર તારૂં જાણ્યું ઉલ્લાસે. ૧

ભાગ્યાધીન છે સરવે, ભવિષ્યનું જે કાર્ય ધાર્યું ચિત્તે;
વધુ કહું શું તુજને, શાણી સમજી લે આપ પ્રીતે. ૨

હું જાઉં મુજ રસ્તે, નથી જરૂર મારે વધતું કહેવા;
શંકાશીલ કરી દેવી, માર્ગે પળતા હરિસુખના દેવા. ૩

---

૬ ગીતિ.

## પાર્વતીની વિનતિ.

૭

નિરાશા થૈ દેવી, નમન કરીને વિનવી રહી,
ઋષિ શું જાઓ છો, અધવચ અધુરૂં સહુ કહી;
કહો યુક્તિ મુને, સત્ય વચન હે બ્રાહ્મણ વદો,
મળે શંભુ સ્વામી, હરિસુખ તણા જે વિભુ અહો. ૧

૮

શંભુ કહે સુણ શાણી, વાણી મારી સત્ય કરી માનો;
મિત્ર ભાવે સમજાવું, તુજ આગ્રહથી નથી જતો ચાલ્યો. ૧

૯

કહે બ્રાહ્મણ સાંભળ શ્યામા, વાત વિપરીત વિચારે વામા;
સુવર્ણ મુકી તું શું લે છે કાચ, ચંદન મુકીને ભસ્મે શું રાચ. ૧
હસ્તી વાહન મુકીને શ્યામા, વૃષભ વાહન ગમે કેમ ભામા;
મુકી ગંગોદક નિર્મળ, શિદ ધુવે ખાબોચીએ મળ. ૨
સૂર્ય ક્યાંને ક્યાં તારાનું તેજ, કર મનથી વિચાર તું સહેજ;
મુકી સુંદર જરીના વસ્ત્ર, કોણ પહેરે અંગે ચર્મ વસ્ત્ર. ૩

---

૭ શિખરિણી. ૮ ગીતિ. ૯ રાગ ઓખાહરણનો.

મુકી મંદીર મેડી જરૂખા, કોને ગમે તે વનની ગુફા;
ઇન્દ્રાદિક સનકાદિ દેવ, તેને છોડી ગમે શું મહાદેવ. ૪
જેને સર્વાંગે સર્પો દીસે, ગંગા રાખે જટાને વીશે;
જેને કંઠે છે વિષ હળાહળ, તેને યોગ્ય તું નથી સાંભળ. ૫
વળી શિવને તો ત્રિનેત્ર, તારાં નેત્રો કમળના પત્ર;
તું છે સુંદર ને ચંદ્રમુખી, શિવ પોતે છે પંચમુખી. ૬
કાળી નાગ સમા તારા કેશ, જટા શિર રાખે મહેશ;
તારે અંગે સુખડની સુગંધ, ચોળે શિવ ચિતા ભસ્મ અંગ. ૭
તને શોભે છે સુંદર સાડી, શિવે ચર્મ પછેડી ઓઢી;
તારે કર કંકણને બાજુ બંધ, શિવને ભુષણ સર્પનું અંગ. ૮
સહુ દેવ કરે તારી સેવ, ભૂત ગણ વહાલા મહાદેવ;
તારે હસ્તે છે વીણા મૃદંગ, શિવજીને તો ડમરૂ ને શંખ. ૯
તુંથી શિવને સર્વ છે ઉંધું, શિવના લાયક તું નથી વધું;
શિવ છે નિર્ધન ક્યાં છે તેનો જન્મ, વળી કેવાં છે તેના કર્મ. ૧૦
ફરે વસ્ત્ર વિના દિગંબર, નથી તારા સમોવડ વર;
નથી જાત કે વિદ્યા જ્ઞાન, નથી એ વર તુજ સમાન. ૧૧
માનની તું કહ્યું માન મારૂં, એ વર વરવાથી નથી સારૂં;
નથી ગર્થ નથી એ સમર્થ, કામદેવ બાળ્યો વિના અર્થ. ૧૨
એવા ઓલીયાને તું જો વરીશ, તારૂં જીવીત મિથ્યા કરીશ;
હરિસુખ દેવ બ્રાહ્મણ રૂપે વદે, ક્રોધ ચઢયો પારવતીને હૃદે. ૧૩

## પાર્વતીનો ક્રોધ.

૧૦

બોલ્યાં પાર્વતી વાણીરે, બહુ મન ક્રોધ આણીરે.
જા જા જોગી નફટ નિર્લજ, જ્ઞાની નથી અજ્ઞાન;
બ્રાહ્મણ વેશે આવ્યો ધુતારો, શિવજીનું કરવા અપમાન. બો૦ ૧
શંકરને તું ઓળખતા નું, મિથ્યા કરે અભિમાન;
જો તું એને ઓળખેતોતો, ગાય તેના શુભ ગાન. બો૦ ૨
નિર્ગુણ સગુણ રૂપે છે શંભુ, વિદ્યા જ્ઞાન અનંત;
સર્વજ્ઞ સર્વેશ્વર જેનો, કોઇ ન જાણે અંત. બો૦ ૩
સૃષ્ટિ સ્થિતિ ને ઉત્પત્તિ, સર્વના કરતા નાથ;
એ સહુ દેવ દાનવના સ્વામી, ત્રિભુવન દેવ સાક્ષાત. બો૦ ૪
અજન્માને જન્મ તે શેનો, એ નિરંજન નિરાકાર;
ભીડભંજન એ ભક્તને માટે, થાય કદી સાકાર. બો૦ ૫
એના પૂજનથી પાપ પ્રક્ષય થઇ, દીર્ઘાયુષ થાએ જન;
મૃત્યુંજય છે નામ૪ એનું, એને શરણે નથી વિઘ્ન. બો૦ ૬
ઇંદ્રાદિક સનકાદિક સરવે, નમે પ્રભુને પાય;
શિવના અંગની ચિતા ભસ્મથી, પાપી પાવન થાય. બો૦ ૭

---

10 "જા જા જુઠડી નારીરે" એ રાગ.

ચૌદ ભુવન અખીલેશ્વરની તું, નિન્દા મુખથી ગાય;
તેથી જા તું વેગળો અહિંથી, પાપીષ્ટ તારી છે કાય. બો૦ ૮

પારવતી કહે જયા વિજયા, આ દુષ્ટને કરોની દુર;
શિવની નિન્દા કરનારો એ, જોગી જુઠો પુર. બો૦ ૯

ચાલો સખીઓ આપણે જઈએ, આ વન છોડી દુર;
હરિસુખ દેવની નિન્દા કરે એ, એકલો રહીને ઝુર. બો૦ ૧૦

## શંકરનો સાક્ષાતકાર.

૧૧

રીસ કરી પારવતીરે ચાલ્યાં, સૈયરો સાથે ચાલીરે,
વન છોડી જાતાં જોઇ શિવે, ઉભા રાખ્યા કર ઝાલીરે. રી૦ ૧

નહિ જાવા દઉં નહિ જાવા દઉં, અહો પારવતી શાણીરે,
પ્રસન્ન થઇ શાક્ષાત થયા શિવ, સગુણ રૂપ બતાવીરે રી૦ ૨

પારવતીએ ધર્યું ધ્યાન અંતરમાં, તેવું રૂપ બતાવીરે,
સનમુખ આવ્યા પારવતીની, પરમાનંદ પમાડીરે. રી૦ ૩

માગ માગ વરદાન તું મુખે, પ્રસન્ન થયો તને વહાલીરે,
નહિ જાવા દઉં નહિ જાવા દઉં, હવે હું તુજને આલીરે રી૦ ૪

---

૧૧ "મલપતિરે મહિયારીરે આવી" એ રાગ.

સુંદર અંગ સુરંગ સુ તારૂં, વળી પ્રેમ તુજ સાચોરે,
દાસત્વ તારૂં મે સ્વીકાર્યું, જે જોઇએ તે યાચોરે. રી૦ ૫
પરમાનંદ પામી પારવતી, તપનું કષ્ટ વિરામ્યુંરે,
હરિસુખ સ્વામીને રહી શરણે, શિવ ચરણે શિષ નામ્યુંરે રી૦ ૬

## ઉમેશની વાર્તાચિત.

૧૨

કહે શંભુરે અહો પારવતી શાણી, તું થઈ હવે પટરાણી,
સત્ય તારૂંરે જોવાને તારૂણી, થયો બ્રાહ્મણ હું સલુણી;
ચાલો કૈલાસે હવે જૈએંરે, સુખે સ્નેહ આધીને રહીએંરે,
પ્રિયા દંપતિ પ્રેમે વહીએરે, પુર્વે નીરે નિર્મળ પ્રીતિ જાણી. તું. થ૦ ૧
લજ્જાથીરે પારવતી કહે સ્વામી, તમ કરૂણા દ્રષ્ટિ પામી,
તપ કેરૂંરે સંકષ્ટ સહુ હું વિરામી, તમે મારા અંતરયામી;
શિર છત્ર છો પ્રાણ આધારારે, હું દર્શન પામી તમારાંરે,
શ્રમ સફળ થયો પ્રભુ મારારે, કરૂં વિનતિરે તે સ્વામીસ્વીકારી. તું. થ૦ ૨
તમ માટેરે તપ કરવા હું આવી, માત તાતની આજ્ઞા મગાવી,
તપ મારોરે સફળ થયો સહુ જાણે, માત પિતા મારાં વખાણે;
તમે હિમગિરિએ પધારોરે, કરી માગું મને સ્વીકારોરે,
હિમાલય હરખે મારોરે, જાન લઇનેરે વરજો સ્વામી આવી. તું. થ૦ ૩

---

૧૨ "ગિરિધારીરે" એ રાગ.

લઇ માગુંરે નારદ હિમગિરિ આવે, પિતા માતા શ્રીફળ વધાવે,
પ્રભુ આવોરે જાન લઇ હિમગિરિએ, સૌ જોવા મળે ગલી ગલીએ;
વખાણે સફળ તપ મારોરે, પામી ઇચ્છાવર હું સારોરે,
તમે કર ઝાલો પ્રભુ મારોરે, સંતોષેરે મારાં જનક જનુની.તું. ૪૦૪

સહુ હરખીરે કહે પામી વર રૂડો, હું સજું અખંડ વર ચુડો,
કરી કરૂણારે વિનતિ મારી સ્વિકારી, તમે વરજો આવી મોરારી;
કહે શંકર અસ્તુ મુખેરે, હું આવીશ વરવા સુખેરે,
હરિસુખ સ્વામી કહી મુખેરે, થયા અદ્રશ્યરે શંભુ શ્રી પાસેથી.તું. ૪૦૫

## માગું કરવા શંકરે દેવોને મોકલ્યા.

૧૩

કૈલાસે તો શંકર સુખે આવ્યા કે, ઋષિ દેવ નારદને તેડાવ્યા કે;
વિવાહ કરવા વિચાર સહુને જણાવ્યા કે, માગું કરવા પાર્વતીના લગ્નનુંરે.

શિવજીએ વિવાહની વાત કીધી કે, ઋષિ દેવ સહુને આજ્ઞા દીધી કે;
જાઓ હીમગિરિએ તમે કરવા સિદ્ધિ કે, માગું કરવા૦ ૧

દેવો સહુ માગુ લઇને ચાલ્યા કે, હીમવાન તણે મંદિરે આવ્યા કે,
શુકનમાં શ્રીફળ સાથે લાવ્યા કે, માગું કરવા૦ ૨

---

૧૩ " માતાજી શું વાત કરે છે સીતા કે " એ રાગ.

ઋષિ આવ્યા જોઈ હીમાલય હરખે કે, પાય લાગી આસન બેસવા અર્થે કે,
ઋષિઓને બેસાડી પૂજન અર્પે કે, માગું કરવા૦ ૩

ગિરિ કહે પાવન આશ્રમ કીધો કે, કહો ઋષિ કેમ આવ્યા શ્રમ લીધો કે;
આજ મને તમે કૃતાર્થ કીધો કે, માગું કરવા૦ ૪

ઋષિ કહે હિમાલય તુને ધન્ય કે, તારા જેવો પૃથ્વીમાં નથી અન્ય કે;
ભાગ્ય તારૂં મોટું પૂરણ પૂન્ય કે, માગું કરવા૦ ૫

તારી કન્યા પારવતી સુભાગી કે, શિવજીએ તેને સ્નેહથી માગી કે;
વધાવી લો શ્રીફળ સુકનમાં મહા ભાગી કે, માગું કરવા૦ ૬

હીમવાને મેનાને બોલાવ્યાં કે, પારવતીનું માગુ આવ્યું, સંભળાવ્યાં કે,
ભાગ્ય વડું ઇશ્વર જમાઇ પામ્યાં કે. માગું કરવા૦ ૭

મેના રાણી હરખી કહે વચન કે, પારવતી પુત્રી મારી ધન્ય ધન્ય કે,
કન્યાદાન આપીને થાઉં પાવન કે. માગું કરવા૦ ૮

થાળ ભરી મેના મોતિડા લાવ્યાં કે, વેવિશાળ કીધો હરખે વધાવ્યાં કે,
ઋષિઓને અર્ચા ચાંદલા કરાવ્યાં કે. માગું કરવા૦ ૯

પારવતીને સોળે શણગાર સજાવ્યાં કે ઋષિઓને ઉચ્છંગે બેસાડયાં કે,
વેદ વિધિએથી આશિષ ભણાવ્યાં કે. માગું કરવા૦ ૧૦

મેના કહે ઋષિ હવે પધારો કે, સુકન જોઇ જાનૈયા થઇ આવો કે,
પારવતીના વિવાહ વિધિએ કરાવો કે. માગું કરવા૦ ૧૧

સહુ ઋષિ કૈલાસે જવા ઉઠયા કે, ત્રિભુવનપતિ સહુને તૃઠયા કે,
મેના તારાં ભવના બંધન છુટયા કે, માગું કરવા૦ ૧૨

દેવો ઋષિ કહે કન્યા થાતું સુખી કે, અખીલેશ્વર પતિ પામી ચંદ્રમુખી કે
હરિસુખના દેવથી રહે તું સુખી કે, માગું કરવા૦ ૧૩

## શંકરની જાન, મેનાથી પાર્વતીને ધિક્કાર.

૧૪

હિમવાને મંડપ શણગારીઓ, આવે ચૌદ ભુવનપતિ જાન,
દેજો ઝાઝાં માન, શંકર વર વધાવજો. ૧

વેદી વિવાહની વિધિએ કરી, બેઠા હિમવાન મેનાની સાથ,
જોઈ રહ્યાં વાટ, શંકર વર વધાવજો. ૨

મેના બેઠાં છે હરખેથી નિરખવા, કેવા ઉત્તમ પાર્વતી વર
આપું હું આદર, શંકર વર વધાવજો. ૩

જેને માટે પારવતીએ તપ કર્યો, તેતો ઉત્તમ ને અલૌકિક,
વદે સહુ જન ઠીક, શંકર વર વધાવજો. ૪

નારદ બેઠા મેનાને ઓળખાવવા, પારવતીનો જે મહાવર,
અનંત સુંદર, શંકર વર વધાવજો. ૫

---

૧૪ "કુંમકુંમ છાંટી કંકોતરી મોકલે" એ રાગ.

આવ્યા દેવ ગાંધર્વ કુબેરને, આવ્યા વરૂણ ધર્મને ઇન્દ્ર,
વળી આવ્યા ચંદ્ર, શંકર વર વધાવજો. ૬

મેના કહે નારદ! આમાં વર કહ્યો, પારવતીનો પ્રાણ આધાર,
કહો નિરધાર, શંકર વર વધાવજો. ૭

નારદ કહે મેના શાણી સુણો, એમાં એકે નથી શંકર પાર-
વતીનો વર, શંકર વર વધાવજો. ૮

સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ ને બ્રહસ્પતિ, આવ્યા એકથી એક ઉત્તમ,
પડે નહિ ગમ, શંકર વર વધાવજો. ૯

મેના પુછે નારદને હરખે ભરી, આવા ઉત્તમમાં હશે કોઇ,
પારવતી જેને મોહી, શંકર વર વધાવજો. ૧૦

તમે કહો છો નારદ આ નહિ નહિ, આથી કેવો પારવતીનો
પ્રાણ, કહો નિર્વાણ, શંકર વર વધાવજો. ૧૧

રૂપ લક્ષણે કેવો ઉત્તમ હશે, કીધો પારવતીએ તપ અથાગ
જે વર વરવા માટ, શંકર વર વધાવજો. ૧૨

એવે આવી શંકરની સવારી ત્યાં, કહે નારદ જુઓ મેના
નાર પારવતી ભરથાર, શંકર વર વધાવજો. ૧૩

મેના હરખે હરખે જાય નિરખવા, જોઇ ભૂત પિશાચનું
સૈન્ય વ્યાકુળ થઇ મન, શંકર વર વધાવજો. ૧૪

જુવે લુલા અને વળી કુબડાં, કોઈ કરે છે દુર્ભાપણ, કોના
લાંબા કર્ણ, શંકર વર વધાવજો. ૧૫

કોઇ ડમરૂ વગાડે ને શીંગડી, કોઇ કરે મુખે ગલ્લ નાદ,
ને વાદ વિવાદ, શંકર વર વધાવજો. ૧૬

એવિ સૈન્ય આગળ શંકર દીઠા, પાંચ મુખ અને ત્રણ નેત્ર
સર્પો છે સહસ્ત્ર, શંકર વર વધાવજો. ૧૭

અંગે ચર્મ વસ્ત્ર ભાળે ચંદ્ર છે, પહેરી કંઠમાં મસ્તકની
માળ સ્વરૂપ વિક્રાળ, શંકર વર વધાવજો. ૧૮

નારદ કહે મેના રાણી જુવો, આવે વૃષભને વાહને શિવ
સ્વરૂપ જેનું દિવ્ય, શંકર વર વધાવજો. ૧૯

મેના નિરખવા હરખે ઉભાં થયાં, જોઇ શંકરનું સ્વરૂપ
વિક્રાળ, પડ્યાં તતકાળ, શંકર વર વધાવજો. ૨૦

આવી મૂર્છા મેનાને આંસુ પડે, પડ્યાં પૃથ્વીએ તે વિના
પ્રાણ, નારદે વાળ્યો ઘાણ, શંકર વર વધાવજો. ૨૧

થયાં સાવધ મેના બેઠાં થયાં, આપે [illegible] [illegible]
નાના વિધથી નાર, શંકર વર વધાવજો. ૨૨

મેના કહે નારદ જુઠો નકી, ખોટાં કરી શંકરના વખાણ,
લેવા આવ્યા લાણ, શંકર વર વધાવજો. ૨૪

ખરે પારવતીની બુદ્ધિ ગઇ, હરિસુખનો સ્વામી શંકર,
વખાણી વરે વર. શંકર વર વધાવજો. ૨૫

## મેનાનો કોપ.

૧૫

મેના રાણી ક્રોધમાં આવે, અરે હાય કરૂં શું હું હાવે;
મને છેતરી નારદ હા એ, કન્યાદાન આપવું નથી મારે;

મુકી સુવર્ણ લીધું કથીર, પહેરે વલકલ મુકીને ચીર;
હવે રહેતી નથી મને ધીર, કન્યાદાન આપવું નથી મારે. ૧

તને મારૂં કે મરૂં હું પારવતી, મને અંતર સંતાપ છે અતિ
ઝેર ઘોળી પીવું મારી વતી. કન્યા૦ ૨

હવે નારદ મુખ ન બતાવશો, હિમવાન પાસે નવ આવશો;
ધિક પારવતી સંતાપ કરાવ્યો. કન્યા૦ ૩

બ્રહ્માવિષ્ણુ આવ્યા મેના કને, દેવો જાનૈયા સરવે વિનવે;
ભાગ્ય તારૂં શિવજી જમાઇ થશે. કન્યા૦ ૪

---

૧૫ " સુભદ્રા સંદેશોરે કાવે " એ રાગ.

મેના સર્વને ધિક્કાર આપતી, મારી પારવતી એ વરને લાયક નથી.
મારે એ વરને પરણાવવી નથી. કન્યા૦ ૫

હિમવાન મેનાને સમજાવે, શા માટે તું આમ રીસાવે;
થશે ફજેતી આપણી હાવે. કન્યા૦ ૬

દેવનોદેવ પારવતીનો સ્વામિ, પુરા પુન્ય થકી એ વર પામી;
એના અંતરની પીડા વામી. કન્યા૦ ૭

મેના કહે અહો હિમવાન, તમે થયાં અંતર તુષ્ટમાન;
મારે એને નથી દેવું દાન. કન્યા૦ ૮

ગળે ફાંસો પારવતીને નાંખો, એને પર્વત ચડાવીને પાડો;
એવા વરને આપ્યા કરતાં મારો. કન્યા૦ ૯

નથી પરણાવવી એને બાળ, તમે પરણાવો તો હું કરૂં કાળ;
વણ મોતે મરૂં હું તતકાળ. કન્યા૦ ૧૦

સુણી મેનાની રીસની વાણી, પારવતી અતીવ મુઝાણી;
બોલી વિચારી અંતર શાણી. કન્યા૦ ૧૧

શિવ સર્વના આત્માને કરતા, સૃષ્ટિ ધરતા થશે મારા ભર્તા;
કરતા ઉત્પત્તિ લય જગ કરતા. કન્યા૦ ૧૨

શિવ સર્વના આશ્રયરૂપ, એ છે ત્રિભૂવનના મહાભુપ;
એથી વરતે, કહ્યો છે અનુપ. કન્યા૦ ૧૩

માતુ શિવમાં છે ગર્થને અર્થ, દઇ કન્યાને થાઓ કૃતાર્થ;
મને પરણાવા બીજો ન સમર્થ. કન્યા૦ ૧૪

પારવતીની સાંભળી વાણી, અતિ કોપ્યાં છે મેનારાણી;
હરિસુખના પ્રભુ યતિ જાણી. કન્યા૦ ૧૫

## મેના પાસે દેવોની વિનંતિ.

૧૬

વર જોઇ મેના બેઠાં રીસાઇ, બ્રહ્માવિષ્ણુ વિનવે વિધવિધ કહી.
પારવતીને વિધ વિધથી ધીકારે, હવે તો પરણાવવી નથી મારે. ૧
અવિનાશી ઇશ્વરે જોઇ લીધું, પોતાનું સગુણ રૂપ છે કીધું;
નારદજીની સાથે મેના પાસે આવે, અખંડાનંદ સ્વરૂપ શોભાવે. ૨
નવેનિધ અષ્ટમા સિદ્ધિ છે દાસ, સૂર્ય ધરે ચામર યમુના પાસ;
દેવો સહુ જય જય જય પોકારે, ઋષિઓ વેદની વાણી ઉચારે. ૩
મેના થઇ આશ્ચર્યને ચિત્ર રૂપ, અલૌકિક જોઇને શિવનું રૂપ;
હરિસુખના દેવને જોઇ સુખ પામી, મેનાની ચિન્તા સર્વ વિરામી ૪

---

૧૬ " પ્રથમે શ્રી ગણપતિના નામ લઇએ " એ રાગ.

# મેનાનો હર્ષ.

૧૭

મેનાં અંતર હરખાઇ આજ ભાગ્ય ઉદય થયું મારૂં,
ધન્ય ધન્ય પુત્રી છે મારી આજ, ભાગ્ય૦ ૧
મેના શંકર શરણે આવી આજ, ભાગ્ય૦ ૨
કરી પૂજન લિધા વધાવી આજ, ભાગ્ય૦ ૩
સહુ નરને નારી હિમગિરિની આજ, ભાગ્ય૦ ૪
આવી જોવા સર્વસ્વ મેલી આજ, ભાગ્ય૦ ૫
સહુ દેખી અચરત પામી આજ, ભાગ્ય૦ ૬
બહુ રૂડો પારવતીનો સ્વામી આજ, ભાગ્ય૦ ૭
તપ પારવતીનો વખાણે આજ, ભાગ્ય૦ ૮
પારવતીને :સતી જાણે આજ, ભાગ્ય૦ ૯
પૂર્ણાનંદ સરવે પામી આજ, ભાગ્ય૦ ૧૦
જોઈ હરિ સુખ અંતર યામી આજ, ભાગ્ય૦ ૧૧

---

૧૭ " અચકો મચકો કારેલી "

## પાર્વતીનું લગ્ન.

૧૮

મેના રાણી શણગાર સજીને આવ્યાંકે શિવજીને ફુલડીએ વધાવ્યાકે
ગળે ઘાટ ઘાલી પોંખીને પધરાવ્યાકે, ધન્ય ઘડી આજે કન્યાદાન
આપવા જો.

કન્યાદાન વેદ વિધિએ આપેકે, ઋષિ મળ્યા ગોત્રજ મુખથી વાંચેકે,
હીમવાન મધુપર્ક છે આપે કે, ધન્ય૦ ૧

વર વધુ અગ્નિ સનિધ્ય ભણેકે, પ્રતિજ્ઞાએ હસ્ત મેળાપ છે કરેકે,
મંગળ ફેરા ચાર વેદથી ફરે કે, ધન્ય૦ ૨

આશિર્વાદો વિધિ મુખથી ભણ્યા કે, પારવતીએ વૃદ્ધને વંદન કર્યા કે,
આશિષના ધ્વનિ બ્રાહ્મણો સહુ ભણ્યા કે, ધન્ય૦ ૩

પારવતીને હાથે ચુડી ખળકે કે, મીઢાળ ને કંકણ રૂડાં ઝળકે કે,
માથે મોડ નાકમાં નથની લળકેકે, ધન્ય૦ ૪

પરણી ઉઠયાં પૂર્ણાનંદ ને પામ્યાં કે, ધ્રુવ નક્ષત્રને શિષ નામ્યા કે,
ગોત્ર દેવીને દક્ષણા આપી વળાવ્યાં કે, ધન્ય૦ ૫

હીમવાને ભોજન રૂડાં કરાવ્યાંકે, મુખવાસ તાંબુલ સહુને ધરાવ્યાં કે,
પેહેરામણી પૂરણ આપી વળાવ્યાં કે, ધન્ય૦ ૬

---

૧૮ " માતાજી શું વાત કરે છે સીતા કે " એ રાગ

વર વધુ પરણીને કૈલાસે જાય કે, નૃત્ય કરી અપ્સરા ગાંધર્વ ગાય કે,
હરિ સુખ પામી પારવતી હરખાય કે, ધન્ય૦ ૭



# રાજા દશરથનું શ્રાદ્ધ.

૧

દૈવ ઇચ્છાને કૈકેયીના કોપથી, થઇ દશરથની આજ્ઞાય,
ગયાં વનમાંય, લક્ષ્મણ રામ જાનકી. ૧

લીલા વનમાં ફાલ્ગુ નદિને તિરે, પર્ણકુટી કરી નિજ હાથ,
રહ્યાં સહુ સાથ, લક્ષ્મણ રામ જાનકી૦ ૨

લાવી વન ફળ પ્રાસન સહુ કરે, કરે જંગલ માહિં સંગાળ,
એવી સ્નેહ સાંકળ, લક્ષ્મણ રામ જાનકી૦ ૩

રામ લક્ષ્મણ જાનકી વન જતાં, થયો દશરથનો દેહકાળ,
લાગી દુઃખ જ્વાળ, લક્ષ્મણ રામ જાનકી૦ ૪

શ્રાધ તિથિ આવી દશરથરાયની, કરવા સરવણી વિચારે રામ,
વિકટ છે એ કામ, લક્ષ્મણ રામ જાનકી૦ ૫

---

૧ "રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં" એ રાગ.

અન્ન ફળ લાવવા જાઓ લક્ષ્મણ તમે, બધી વસ્તુ લાવો
રાખી ધ્યાન, થતાં મધ્યાન, લક્ષ્મણ રામ જાનકી૦ ૬

રામ આજ્ઞાથી લક્ષ્મણજી ગયા, લેતાં સાહિત્ય સહુ લાગી
વાર, થયો શ્રાદ્ધ કાળ, લક્ષ્મણ રામ જાનકી૦ ૭

વેગે લાવવા રામ પુઠે ગયા, શ્રાદ્ધ કાળ વિતે મહા પાપ,
પિતૃ આપે શાપ, લક્ષ્મણ રામ જાનકી૦ ૮

રહ્યાં મઢુલીમાં સીતા એકલાં, કરે વિમાસણ મન માહ્ય,
શ્રાદ્ધ કાળ જાય, લક્ષ્મણ રામ જાનકી૦ ૯

કરે વિમાસણ બેઠાં માનની, હજી નાવ્યા પતિ મારા રામ,
છે શ્રાદ્ધનું કામ, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૦

કાળ વિતે કર્યું તે શા કામનું, કેમ પિતૃની તૃપ્તિ થાય,
શ્રાદ્ધનો કાળ જાય, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૧

નથી પતિ નથી દિયર માહરા, હું સાચવું શ્રાદ્ધનો કાળ,
ઉઠયાં તતકાળ, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૨

નાહ્યાં તિર્થોદકે સતી સ્વચ્છ થયાં, પિન્ડ વાળી ધરે પિતૃ
ધ્યાન, કરવા તુષ્ટ માન, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૩

સતી પિન્ડ આપે અતિ ભાવથી, પિતૃ લેવા લંબાવે છે
હસ્ત, આપે થઇ સ્વસ્થ, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૪

સતી સીતાથી શ્રાદ્ધ વિધિ થઈ, થયા પિતૃ અતિ મન
તૃપ્ત, રહ્યું સતી સત્ય, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૫

કુળ તારણ પુત્ર વધુ થઇ પામ્યા પિતૃઓ પરમાનંદ,
હરિસુખ તું વંદ, લક્ષ્મણ રામ જાનકી૦ ૧૬

## સીતાનો પ્રશ્ન.

૨

નમી જાનકી મુખથી એમ વદે,
બહુ શોભીત હસ્ત છો કોણ તમે,
નથી ઓળખતી હું અબુજ છઊ,
સત્ય વાત કહો હું નમી ને કહું. ૧

## પીતૃનો જવાબ.

૩

હે સુવ્રતે તુજ સ્વસુર હું સત્ય જાણો,
છે નામ મુજ દશરથ તમે પ્રમાણો;
હે. હે સતી પતિવ્રતે શુભ શ્રાદ્ધ કીધું,
પિતૃ થયા પ્રસન્ન મેંજ સ્વિકારી લીધું. ૧

---

૨ ત્રોટક. ૩ વસતતિલકા.

છે સિદ્ધ શ્રાદ્ધ તું પવિત્ર કરે થએલું,
સંપુર્ણ માન્યુ મનથી ન્યુનના રહેલું;
છે ધન્ય ધન્ય સતી તને બહુ ધન્યવાદ,
તારા સમી વધુ થજો ભુમિએ સુભાગ. ૨

## સીતાની વીનંતિ.

૪

પવિત્ર પિતુ પિતૃ તણા દર્શન પામી રે.

ધન્ય ધન્ય ભાગ્ય મારૂં રે, થયું સફળ શ્રાદ્ધ સારૂં રે,
જમ્યા પિતૃ મારે હાથે, દીધી આશિષ હું માથે
લઇ પિન્ડ હાશે હાથે, પૂર્ણ પૂન્ય મારૂં રે. પવિત્ર ૧

અહો સ્વસુરજી મારારે, આવે પુત્રો બે તમારારે,
નહિ માને કહેવું મારૂં, થયું દર્શન જે તમારૂં;
કેમ તેને મન ઉતારૂં, સત્ય તારી મારૂં રે. પવિત્ર. ૨

સુણી સીતાજીની વાણીરે, કહે દશરથ કલ્યાણીરે;
રાખ્ખા સાક્ષી એને માટે, રામ માન્ય કરશે આપે
કર્યું શ્રાદ્ધ વિધિ સાથે, સત્ય સાક્ષી શોધીરે. પવિત્ર. ૩
રહી પિતૃને પ્રણામીરે, સીતા અતિ હર્ષ પામીરે,

---

૪ સ્વસુરજી આજે લંકાદીપ ભરત પાન્યોરે;=એ રાગ,

રાખે સાક્ષી ચાર પોતે, શુદ્ધ જાણી સહુ જાતે,
કર જોડી કહે આપે, હરિસુખ આપોરે. પવિત્ર. ૪

## સાક્ષી થવા સીતાની વિનંતિ.

૫

રાણી સીતાજી કહે છેરે, સૂર્ય દેવ શાક્ષી થજો,
નદી ફાલ્ગુની માતારે, ગૌ, અગ્નિ સાક્ષી થજો,

અહો કેતકી થાજેરે, સાક્ષી મારી સ્નેહ ધરી;
પાંચે સાક્ષીઓ રાખ્યારે, વિરામી સતી સુંદરી. શાણી૦ ૧

રામ લક્ષ્મણ આવ્યારે લાવ્યા શ્રાદ્ધ સામગ્રી;
કહે સતી સીતાનેરે, તમે પ્રગટો અગ્નિ. શાણી૦ ૨

કુરનો ચરૂ પકવોરે, દેવા પિન્ડ પિતૃને;
કરો સર્વ ત્વરાથીરે, વિત્યો કાળ આજ અરે. શાણી૦ ૩

સ્વામિની સુણી આજ્ઞારે, સીતા કહે વિનય થકી;
શ્રાદ્ધ કાળ જવાનીરે, મને થઇ ભીતિ અતિ, શાણી૦ ૪

તેથી પિન્ડ મેં આપ્યારે પિતૃને હાથ વતી;
થયા પ્રસન્ન છે પિતૃરે, લીધા પિન્ડ હાથે પતિ. શાણી૦ ૫

---

૫ સીખ સાસુજી દે છે રે—એ રાગ.

સુણી સીતાની વાણીરે, હસી નવ માન્યું કશું;
અહો લક્ષ્મણજી વીરારે, સીતા તે આ બોલે શું. શાણી૦ ૬

આપણે બહુ વિધિ કરીએરે, કાળે કાળના શ્રાદ્ધો;
પણ પિતૃએ સ્વહસ્તેરે, નથી પિન્ડ તો લીધો. શાણી૦ ૭

નથી દર્શન દેખાતાંરે, કદી કાળ પિતૃ તણા;
કીધું શ્રાધ્ધ સીતાએરે, દીઠા એણે પિતૃ ઘણા. શાણી૦ ૮

નથી એતો મનાતુંરે, કરે વાત સીતા વડી;
રામની સુણી વાતોરે, સીતા લાજી પાય પડી. શાણી૦ ૯

વિનવે રઘુવરનેરે, "અસત્ય નથી પતિ વદી;
સ્વપ્ને પણ સ્વામીરે, જુઠું વદી નથી કદી. શાણી૦૧૦

મે તો સાક્ષીસહુ રાખ્યારે, સૂર્ય અગ્નિ સર્વ જુવે,
સાચું સહુ જન કેશેરે," સતી સીતા શોચે રૂવે. શાણી૦૧૧

હરિસુખ શ્રી રામરે, આજ્ઞા "આપે પુછ સતી;
તારી વાતમાં સુનેરે, લાગે છે નવીન અતિ." શાણી૦૧૨

## સીતાની વિનતિ.

૬

સીતા સતી વિનવે હો, "સૂર્ય દેવ સાક્ષી પૂરો,
અગ્નિદેવ સાચા હો, ફાલ્ગુનીને ગાય કહો. ૧

---

૬ 'વિનવે દેવકી હો' એ રાગ.

કેતકી કહે જે હો, સાચી વાણી જોયું તે,
કરે હાસ્ય મારૂં હો, માને નહિ સત્ય એ. ૨
રામજી રીઝે હો, તરે સત્ય માહરૂં,
લીધા પિન્ડ પિતૃ એ હો, સાચું બોલી કહો ખરૂં. ૩
સહુ મૂન્ય શું બેઠાંરે, બોલો બોલ સાચા સુખે,"
હરિસુખ સીતા વિનવેરે, સાક્ષી કર્યાં બોલ્યાં સુખે. ૪

## સાક્ષીનો નકાર.

૭

કહે કેતકી ગાવડી અગ્નિ ફાલ્ગુ,
"સતી હે સીતા સુખથી માન માગું;
નથી જાણતા જે કહો વાત મોટી,
વિના જાણવે શાખ શું દેવી ખોટી. ૧
નથી જોયું કે સાંભળ્યું પિતૃ આવ્યા,
રૂડાં ભોજનો સાધવી તેં કરાવ્યાં;"
નકારથી સાક્ષીઓ સહુ વિરામ્યા,
હરિસુખ દેવી સીતા લાજ પામ્યાં. ૨



૭ ભુજંગી.

## શ્રી રામનો ઠપકો.

૮

જુઠી સાક્ષી ખરી ગણી રઘુપતિ, ઉતાવળા તો થઇ,
"શો આતે ઉતપાત નારી તમથી, છે ઘડી વીતી ગઇ;
વિધિએ કરૂં શ્રાદ્ધ પિન્ડ દૈને, લેતા ન પિતૃ કદિ,
તો તેં શ્રાદ્ધ સમે દીઠા શ્વસુરને, એ તો મનાતું નથી. ૧
શાણી સાધવી નાર સત્વર કરો, તૈયારી સૌ શ્રાદ્ધની,
જાશે શ્રાદ્ધ તણી તિથિ પુન્યવળી, ને પિતૃ કોપે નકી;"
સીતા સાધવી થઇ દુઃખી મન વિષે, ના સત્ય તેનું રહ્યું,
હરિસુખ શ્રી દેવીનું સત્ય બધું, ના ઉજવળું ત્યાં રહ્યું. ૨

## સૂર્યે પૂરેલી સાક્ષી.

૯

સતી સીતાને પીડા પામી જોઇ, વચન દિન મણિ વદેરે.
પુરી સાક્ષી આકાશે રહી, વચન દિન મણિ વદેરે.
" સતી સીતાના સત્ય વચન, વચન૦
જુઠાં નકાર કરે ગૌ નદિ ને અન્ય, વચન૦
અહો શાણા શ્રી લક્ષ્મણ રામ, વચન૦

---

૮ શાર્દૂલ. ૯ "સુણો દિલ્લી તખ્ત ધરનાર" એ રાગ.

કર્યું સીતાએ ઉત્તમ કામ, વચન૦
એણે સાચવ્યો શ્રાદ્ધનો કાળ, વચન૦
સાચી સતીને ચઢાવે ખોટી આળ, વચન૦
લીધા પિન્ડ પિતૃએ હાથોહાથ, વચન૦
બહુ તૃપ્તિએ જમ્યા છે આપ, વચન૦
સીતા સતીએ સાક્ષી રાખ્યા સર્વ, વચન૦
પણ અજ્ઞાનિઓને થયો ગર્વ, વચન૦
તેથી સર્વ મળી થયાં છે અજાણ, વચન૦
સીતા સતીને મુજવવાને જાણ, વચન૦
જુઠાં સર્વ કહે છે જુઠી વાત, વચન૦
સતી સીતા સત્ય બોલે સાક્ષાત્, વચન૦
સીતા સત્ય ગુણની ગીતા ગાઓ, વચન૦
સીતા સતી સમ સહુ સતી થાઓ, વચન૦

## રામે સીતાના કરેલાં વખાણ ને સીતાએ અસત્ય માટે આપેલો શ્રાપ

૧૦

સુણી રામે આકાશથી વાણી;
સીતાજીનું સત્ય લીધું જાણી; સુ૦ ૧

૧૦ " મારારે સ્વામી બોલોની વહાલા "—એ રાગ.

સૂર્યે કહી સત્ય સહુ વાણી;
રઘુવીરે સીતા વખાણી, સુ૦ ૨
સીતા સતી કુળ દિપક લહુ;
પૃથ્વિએ થજો તારા જેવી સહુ, સુ૦ ૩
ધર્મે જય પાપે તણો ક્ષય છે;
સીતા તારો જગમાં વિજય રે, સુ૦ ૪
સીતા કહે સત્ય સાથી રામ;
મનોરથ પુરે પુરણ કામ, સુ૦ ૫
અસત્યથી અપમાન હું પામી;
તે પાપીને શાપું હવે સ્વામિ, સુ૦ ૬
શીક્ષા મારે એ સહુને કરવી;
અસત્ય વાણી બોલ્યાં છે ગરવી, સુ૦ ૭
સતી સીતા હાથમાં લે પાણી;
આપે શાપ બોલ્યાં જે જુઠી વાણી, સુ૦ ૮
અહો નદી ફાલ્ગુની તું સુણજે;
અસત્ય બોલી પાતાળે તું વહેજે, સુ૦ ૯
કુસુમ કેતકી તું અસત્ય વદે;
તેથી નહિ શિવને શિર ચઢે, સુ૦ ૧૦
પવિત્ર તું ગૌરી જગે કહાવે;
અસત્ય તું બોલી બહુ ભાવે, સુ૦ ૧૧

તેથી મુખ અશુદ્ધ હો જો તારૂં;
અભક્ષ સૌ ભોજન કરનારૂં, સુ૦ ૧૨
પુંછેથી પવિત્ર તું રહેશે;
વંદન સહુ પુંછેથી લેશે, સુ૦ ૧૩
અગ્નિદેવ તું દેવનું મુખ;
અસત્યમાં માન્યું તેં સુખ, સુ૦ ૧૪
આપું તને શાપ અગ્નિ એવો;
સર્વ ભક્ષી થઇને સદા રહેજો, સુ૦ ૧૫
સતી વાકય સત્ય થયાં સર્વે;
પામ્યાં દુઃખ અસત્ય ને ગર્વે, સુ૦ ૧૬
સતી શાપ સહુને શિર લાગ્યો;
હરિસુખ એ સતીને પાએ લાગો, સુ૦ ૧૭



# પતિવ્રતા અનસુયા.

## અત્રિનો તપ.

૧

સુંદર રૂડું કામદ વન કહેવાયજો,
દક્ષિણ દીશામાં દીસે રળીયામણું;
આ વનની શોભા નવ વરણી જાયજો,
નવ પલ્લવથી સુંદર ને સોહામણું. ૧

ત્યાં વસતા શ્રી બ્રહ્મા સુત અત્રિ ઋષિ,
નિજ સ્ત્રી સાથે તપ કરવાને કાજજો;
ગહન ગતિ ઇશ્વરની વિપત્તિ ત્યાં નડી,
શત વર્ષનો પડયો છે દુષ્કાળજો. ૨

અન્નજળ ફળ ફુલ વિન વન તો સૂકું થયું,
લીલવણીની લહેર ગઇ. થયું શુષ્કજો;
ન મળે વનમાં પશુ પક્ષી કે કો રૂષિ,
સુંદર શોભા ગઇ થયું વન ઉષ્ણજો. ૩

વિપરીત વસમો કાળ જોઇને અનસુયા,
અત્રિ ઋષિને વિનવે વારંવારજો;

---

૧ " આસો માસો શરદ પૂનેમની રાતજો " એ રાગ.

" આ દુઃખ જોયું જતું નથી દુષ્કાળનું,
કરો પ્રાર્થના પ્રભુની પ્રાણાધારજો. " ૪
અનસુયાની દયાર્દ્ર વાણી સાંભળી,
પ્રાણાયમમાં અત્રિ થયા ધ્યાન લીનજો;
અનસુયા રહી એકલી પતિની સેવમાં,
જગપતિને તે સમરે રાત ને દિન જો. ૫

## અનસુયાની પાર્થીવ પુજા.

૨

અનસુયા - રહી એકલી, કરે પતિની સેવ,
પાર્થીવ ઘડીને સ્થાપીઆ, પતિને ગણે મહાદેવ. ૧
પૂજે નિશ દિન નિયમથી, અચળ ટેક અનંત,
દેવ દાનવ ને દૈત્ય ત્યાં, જોવા આવ્યા ધરી ખંત. ૨
અનસુયાનું પારખું, જોવા આવ્યા સર્વ,
સતી તેજે અંજાઇને, મુકયો મનથી ગર્વ. ૩
મલિન વૃત્તિએ સહુ હતા, પણ લેવાને કાજ,
સતી તેજના અગ્નિએ, પ્રજળે સરવે ત્યાંજ. ૪
અનસુયા નિત્ય સેવતી, પતિ અને પાર્થીવ,
નિત્ય શુદ્ધ આચારથી, જપતી હરિસુખ શિવ. ૫

---

૨ દોહરા.

## દેવોએ કરેલી અનસુયાની પ્રશંસા.

૩

આવ્યા આવ્યારે ઋષિઓ દેવ ગંગા નદી સાથે,
અનસુયા કરતી સેવ પતિની શિવ સાથે;
" સતી સાધવી આ નારીને ઘટે ઘણો ધન્યવાદરે,
તત્ સત્ પતિ ભક્તિમાં પૂરણ દીસે દેવી સાક્ષાત્,ગંગા૦ ૧
એ કલ્યાણી એ બ્રહ્માણી શક્તિનો અવતારરે,
સતી સાધવીને જઇ નમીએ જેથી થાય ઉદ્ધાર,ગંગા૦ ૨
*અન્ન સજ્ઞ વ્રત ધારીને બેઠાં એ સમાન બીજી ન કોઇરે,
દેવો દર્શન કરીને ચાલ્યા ગંગાજી રહ્યાં ત્યાં મોહી,ગંગા૦ ૩
વખાણ વનિતાના મુખ ગાઇ દેવો ગયા સ્વસ્થાનેરે,
ગંગાજી ત્યાં રહ્યા એકલાં અનસુયાને દેવી માને,ગંગા૦ ૪
વર્ષો વીત્યાં અના વૃષ્ટિના એવે અત્રિ જાગ્યારે,
અનસુયાજી પતિ પ્રભુને પ્રેમેથી પાય લાગ્યાં,ગંગા૦ ૫
અત્રિ કહે હે સતી સાધવી! સ્નાન પાન છે કરવુંરે,
પાણી ભરીને લાવો કમંડળ પૂજન અર્ચન કરવું,ગંગા૦ ૬
ચરણે શિશ નમાવી ચાલ્યાં લઈ કમંડળ હાથેરે,
અનસુયા જળ ભરવા ચાલ્યાં જગપતિને વિશ્વાસે,ગંગા૦ ૭

---

૩ " સારૂં સારૂંરે સુરત શહેર મુંબઇ અલબેલી " એ રાગ.

* અન્ન જળ વિનાનો અપવાસ.

# અનસુયા ને ગંગાનો મેળાપ.

૪

વેગે ચાલી વિચારતી વામા, ક્યાંથી લાવીશ હું નીર આમાં. ૧
જ્યાં જ્યાં જોઉં જોઉં ત્યાં અરણ્ય, જળ પ્રવાહ સુણું ન કર્ણ. ૨
સમાધીએથી જાગ્યા છે સ્વામી, તૃષા છીપવા ન મળે પાણી. ૩
કરે ચિન્તા ચતુરા મનમાં, એવે એક સ્ત્રી દીઠી વનમાં. ૪
રૂપ સુંદર નૌતમ નારી, દીસે સુંદરી બાળ કુંવારી. ૫
નારી અનસુયા પાસે આવે, વાત પુછે તે પુરણ ભાવે. ૬
" સતી કેમ ફરે ભૂમંડળ, લઇ હાથમાં આ કમંડળ. " ૭
કહે અનસુયા સત્ય વાણી, "મારા નાથને જોઇએ પાણી. ૮
ઘણું ફરી પણ ન મળે પાણી, હવે શું થશે હું તો મુંજાણી. ૯
કહો વનદેવી છો તમો, કેમ આ સ્થળે એકલાં ભમો." ૧૦
કહે સુંદરી " સુણ અનસુયા, હું સ્ત્રી રૂપે છું ગંગાજી મૈયા. ૧૧
તારો જપ તપ ને પતિવ્રત, જોઇ અંતર થયું છે તૃપ્ત. ૧૨
તારૂં સંકષ્ટ ભાંગવા આવી, એની પાણી આપું તને લાવી. ૧૩
તેં પૂજ્યો પતિને વિશ્વાધાર, તું છે દેવી તણો અવતાર. ૧૪
અનસુયા તું ખોદ આ પૃથ્વી, તે ભરાશે સરિતા સમજળથી. ૧૫
તે જળ લઇ જજે તું સતી, " થયા પ્રસન્ન હરિસુખ પતિ. ૧૬

## જળ રૂપે ગંગા.

૫

પૃથ્વી અનસુયાએ ખોદી ગંગાજળ થયુંરે,
થયાં જળરૂપે ગંગારે આવ્યાં ભગિરત સમંગારે;
સહુ તિર્થો ત્યાં છે આવ્યાં, અનસુયા મન ભાવ્યાં,
હર્ષે કમંડળ ભરાવ્યાં, હાથે ઝાલી ચાલ્યાંરે. પૃથ્વી૦૧

ગંગાજીને શુદ્ધ પાણીરે, કહે અનસુયા વાણીરે,
" એક ઘડી રહો વીરામી,ગંગા કહું છું પ્રણામી;
કરો પવિત્ર મારા સ્વામી, આવે સ્નાન કાજેરે. પૃથ્વી૦૨

સ્નાન કરે મારા સ્વામીરે,પછી પધારોશ્રીનામીરે,
કહું સમાચાર જઇને, પાછી આવું સાથે લઇને;
સ્નાન કરે સ્વામી મારા, વંદી ચરણો નમામીરે. પૃથ્વી૦૩

પછી પધારો સ્વધામેરે, અનસુયા છે પ્રણામેરે,
કૃપાપાત્ર અમને કરજો, પાપ તાપ સ્નાને હરજો;
માતુ શ્રમ સફળ કરજો, હરિસુખ યાચુંરે." પૃથ્વી૦૪

---

૫ મોહનજી મોરલી વાગી મારૂં મન હર્યુંરે એ રાગ.

## શ્રી ગંગાએ માગેલું અડધું પતિવ્રતનું પુન્ય.

૬

ગંગાજી કહે "ગૌતમની નારી.
ગંગાજળથી ભરી જા તું ઝારી,
સ્થીતિ કરી રહેવા નથી હું બંધાણી. ગંગા૦ ૧

સતી તારૂં સંકટ ભાગવા આવી,
પતિવ્રતા તું તો મારે મન ભાવી;
શાણી વાણી સાંભળ કહું સમજાવી. ગંગા૦ ૨

પતિવ્રત પાળ્યું જે તેં કલ્યાણી,
તેનું ફળ અડધું મને આપ શાણી;
પછી ઋષિ અત્રિ નવાડજે આણી. ગંગા૦ ૩

સતી પતિવ્રતનું ફળજો મને દેશે,
તો તો જળ ગંગાનુ આ સ્થળ રહેશે;
પાછી ફરી આવશે ત્યાં સુધી વહેશે." ગંગા૦ ૪

અનસુયાએ આપ્યું પતિવ્રત ફળ,
ગંગાજી ત્યાં વહેતાં રહ્યાં નિર્મળ;
હરિસુખ પતિવ્રત ફળ પ્રબળ. ગંગા૦ ૫

---

૬ "રીસાવ્યાં રસીક સંગાથે રાધા" એ રાગ.

## અનસુયાએ ગંગાની અત્રિને કહેલી ઉત્પત્તિ.

૭

અનસુયા નિર્મળ ગંગાજળ લાવી,
લાગી પાય આપી ઋષિને ઝારી. અ૦ ૧
અત્રિ કહે "આવા વિકટ દુષ્કાળે,
નિર્મળ નિર ક્યાંથી લાવી તું ઉનાળે." અ૦ ૨
સતી કહે "સાંભળો મારા સ્વામિ,
સ્વામિ તમ સેવાનું ફળ પામી. અ૦ ૩
પતિ પ્રભુ પુન્ય તણા પ્રતાપે,
ગંગાજી પ્રગટ થયાં છે આપે. અ૦ ૪
ગંગાને રાખ્યાં પતિ સેવા ફળ દઇ,
સ્વામિનાથ સ્નાન કરો ત્યાં જઇ." અ૦ ૫
અત્રિ ઋષિ સાંભળી થયા પ્રસન્ન,
નિર્મળ સ્નાન કરી થાઉં પાવન. અ૦ ૬
"ધન્ય ધન્ય અનસુયા તું ધન્ય,
સતી સાધવી તું સમી થાઓ અન્ય." અ૦ ૭
અત્રિ અનસુયા ગંગા તિર્થે આવ્યાં,
હરિસુખ ગંગાને શિષ નમાવ્યાં. અ૦ ૮

---

૭ "વાંસલડી વાગીને હું તો જાગી" એ રાગ.

## ગંગામાં દંપતિએ કરેલું સ્નાન

## ઇશ્વરની કૃપા.

૮

ગંગાજીમાં નાય અનસુયા અત્રિ ગંગાજીમાં નાય,
હરખે મન ઉભરાય અનસુયા અત્રિ ગંગાજીમાં નાય.
ગંગા કહે હવે જાઉં સ્વસ્થાને, અનસુયા પડી પાય. અ૦
સ્તુતિ કરે અનસુયા ગંગાની, ચરણ કમળ નમીત્યાંય. અ૦
"તું કલ્યાણી તું બ્રહ્માણી, વસતી શિવજટાય. અ૦
ભગીરથ યત્ને બ્રહ્માંડે આવી, પતિત પાવની માય. અ૦
દર્શન દુર્લભ તુજ વિષ્ણુ વલ્લભ તું કલ્યાણી કળીમાંહ્ય. અ૦
દયા કરી તેં હું દાસી પર, દર્શન દીધાં માય. અ૦
કરી નામના કરો કૃતારથ, સ્થીર થઇ રહો અહિંયાંય." અ૦
વિનયે વિનવે અત્રિ અનસુયા, પ્રસન્ન થઇ ગંગાય. અ૦
ગંગા કહે "અહો સતી અનસુયા, જો પુરે મુજ આશાય. અ૦
તો રહું અહિંયા વહેતી અહોનિશ, પાપી પાવન થાય. અ૦
વર્ષ એકનું ફળ પુજનનું, આપે જો મુજ કર માંહ્ય. અ૦
વળી પતિ સેવાનું ફળ દઇ, રાખ મને વનમાંહ્ય. અ૦
પુન્ય લઇ તું પાસથી અહિંયાં, વસું લોકહીત થાય. અ૦
દાન ધ્યાન કે સ્નાન થકી હું, નથી પ્રસન્ન મનમાંહ્ય. અ૦

૮ "અંબાજીને ગાય જે કોઇ અંબાજીને ગાય" એ રાગ.

પતિવ્રતાના પુન્યથી પરવશ, થાઉં સદા જગમાંહ્ય. અ૦
સાહ્ય કરી તને પતિવ્રત ધર્મે, આવી તુજ કાજે હ્યાંય." અ૦
પ્રસન્ન થઇ પતિવ્રતા અનસુયા, પાળી ગંગા પ્રતિમાય. અ૦
સનમુખ ઉભી દિનમણી વંદી, લીધું જળ કર માહ્ય. અ૦
પતિવ્રતને શિવપૂજનનું ફળ, આપી નમે પાય. અ૦
સતી સતે શિવ થયા કૃપાળુ દર્શન દીધું ત્યાંય. અ૦
સાકારી શિવ ઉમયા સાથે, પ્રગટ થયા વનમાંહ્ય. અ૦
અડસઠ તિર્થો સાથે આવ્યા, એવો સતી મહિમાય. અ૦
અત્રિ નામેથી અત્રેશ્વર, ઇશ્વર ત્યાં ઓળખાય. અ૦
પતિસેવાના મહાન પ્રભાવે, અનસુયા પૂજાય. અ૦
ગંગા ઉમયા અડસઠ તિરથ, સાથ રહ્યા શિવરાય. અ૦
મંગળ સ્થાનક મહિમા સાથે, તે સ્થળનું ગણાય. અ૦
અનસુયાએ દેવો વશ કીધા, હરિસુખ એ સત મહિમાય. અ૦

—o✻✻✻o—

# ગૌતમ અને અહલ્યા.

૧

દક્ષિણ દિશામાં બ્રહ્મગીરિ ત્યાં સુંદર પર્ણકુટી કરી,
ગૌતમ ઋષિને અહલ્યા નાર, તપ કરે છે ઉભય સાર. ૧

દશ હજાર વર્ષ તપ કરતાં થયાં, નિયમ ધારી ઉભય રહ્યાં,
સેંકડો વર્ષ થયો દુષ્કાળ, બહુ વર્ષાદે વન મોઝાર. ૨

અન્નજળ વિનાનું સુકું વન, નિરાશ છે સર્વના મન,
પશુ પક્ષીને ઋષિઓ સર્વ, દુઃખ પામ્યા છે મુકયો ગર્વ. ૩

જુજવા દેશમાં નાઠા સહુ, વન વિષે કોઇ નવ રહ્યું,
વસ્તી વિના ઉજડ જંગલ, ત્યાં ગૌતમે માન્યું મંગળ. ૪

એવા કાળમાં ગૌતમ ઋષિ, તપ કરતા બેઠા દેહ કસી,
વરૂણદેવનું કીધું છે ધ્યાન, હરિસુખ દેવ થયા તુષ્ટમાન. ૫

## વરૂણનું દર્શન.

૨

ગૌતમ તપે પ્રસન્ન થયા, વરૂણ સન્મુખ આવીયા;
રે! માગ માગ વરદાન ગૌતમ, છો તમે મન ભાવીયા;

૧ ચોપાઈ. ૨ નારાચ.

ભક્તિ તમારી ધન્ય છે, અહેય તમને દઉં સદા;
હરિસુખ સ્વામિ રીજતાં, ટળશે તમારી આપદા. ૧

## ગૌતમે વરદાન માગ્યું.

૩

નેત્રો ઉઘાડી દ્રય કરજોડી, રહ્યા પ્રણામી અહલ્યાજી સ્વામી;
"દુષ્કાળ ટાળો દુઃખો નિવારી, હે દેવ! એ છે અરજીજ મારી. ૧
આ સૃષ્ટિ માંયે વરષાદ થાય, સંતુષ્ટ થાયે સહુ પક્ષી ગાય;
એ યાચના છે અહોનિશ સ્વામિ, હરિસુખના દેવ કહું પ્રણામી."૨

૪

ઋષિની સુણી વાત વરૂણ વદે, " એ દૈવ આધિન છે,
સૃષ્ટિ પાળક શ્રી કૃપાળુ કરતા, દાતા દયાલિન છે;
તેને હસ્ત થકી કૃતિ બધી થતી, તે હાથ મારે નથી,
શી રીતે વર્ષાદ હું દઈ શકું, માગો બીજું મુખથી. ૧
બ્રહ્મા આદિ નરો શ્રી ઇશકૃતિને તો ફેરવી ના શકે,
તો હું એક વરૂણ કેમ કરીને, વર્ષાદ આપું ખરે;
માટે હે ઋષિરાય ! આપ મુખથી, બીજી કરો યાચના,
હરિસુખ તણા પ્રભુ તમ તણી, પુરે સદા વાંચ્છના."૨

---

૪ ઇન્દ્રવજ્રા. ૪ શાર્દૂલ.

૫

ગૌતમ ઋષિ વિનવે વરૂણ, વર્ષાદનું જળ આપવા,
"ભલે વૃષ્ટિ નહિ તમ હાથ પણ, સમર્થ છો દુઃખ કાપવા;"
વરૂણ કહે " ગૌતમ ઋષિ, આ પૃથ્વીમાં ખાડો કરો,
વરૂણનું જળ થાય તેમાં, મન સંદેહ ના ધરો." ૧
ઋષિ ગૌતમે પૃથ્વી ખણીને, ગર્ત તેમાં પાડીયો,
વરૂણની કરૂણા થકી, જળપુર ગર્ત ભરાઇ રહ્યો;
નિર્મળ મધુરૂં નિરને, સ્વચ્છ જેમ ગંગોદક દિસે,
રે' પ્રસન્ન જ્યાં હરિસુખ સ્વામિ, સ્થળ સ્થળે જળમય હુશે. ૨

૬

"અહો ગૌતમજી તમ નામ થકી, આ કુંડ થશે સુપ્રસિદ્ધ અતિ;
ગૌતમેશ્વર કુંડનું નામ હુશે, વરૂણ દઇ વરદાન વદે. ૧
જપ યજ્ઞને દાનને તપ સિદ્ધિ, આ સ્થળે કરતાં થશે નવ નિધિ;
થશે સિદ્ધ સફળ આ તિર્થ વિષે, હરિસુખપ્રભુ બહુરે રીઝશે."૨

૭

એવો વર શુભ આપી, થયા વરૂણ ત્યાંથી અંત
કૃષિ કરે ઋષિ ગૌતમ, યવ તલ શાળ અને બીજાં ધા

---

૫ નારાચ. ૬ તોટક. ૭ ગીતિ

ફળ ફુલ નાના વિધનાં, યજ્ઞ વિશે જે સો કામે આવે;
ગૌતમ ઋષિના શ્રમથી, પવિત્ર ભુમિએ સર્વે આપે. ૨

ફળ દ્રુપ થઇ છે પૃથ્વી,આવ્યા ઋષિઓ ફરીને ત્યાં રહેવા;
વિપરીત કાળ ગયોને, થયા કૃપાળુ શ્રી હરિ સુખદેવા. ૩

૮

હળી મળી સહુ રહેતા સાથ ગૌતમને ઋષિ બીજા આપ;
અહલ્યા ગૌતમ પામે માન, ઋષિઓ સર્વે આપે સન્માન. ૧
તેથી ઋષિ પત્નીઓ બધી, અંતરમાં સહુ બળતી અતી;
અદેખાઇ કરતી અહોનિશ, અહલ્યા ઉપર કરતી રીસ. ૨
એક સમે ગૌતમ કહે શિષ્ય, ભરી લાવો પાણી પવિત્ર,
શિષ્યો કમંડળ ભરવા ગયા, કુવા કાંઠે આવી રહ્યા. ૩
વઢકણી ઋષિપત્નીઓ સહુ, શિષ્યો સાથે બોલી બહુ;
ભરવા દીધું નહિ ત્યાં નિર, શિષ્યો પાછા વાળ્યા ઘેર. ૪
"જાઓ કહો ગૌતમને જઇ, જળ ભરવા અમે દેશું નહિ;"
ગૌતમ પાસે શિષ્યો જાય, વિતિ વાતો કહે છે ત્યાંય. ૫
અમને દીધી બહુ છે ગાળ, ઋષિપત્નીએ કુવાને પાળ;
પાણી ભરવા દીધું નહિ, ચાલ્યા આવ્યા ઠાલા અહિં. ૬

---

૮ ચોપાઈ

સાંભળી શિષ્યોની વાણી, અહલ્યા ચાલ્યાં ભરવા પાણી;
શાન્ત સતી પાણી ભરી ગયાં, ઋષિ પત્નિઓ અદેખાં થયાં. ૭

નિજ નિજ પતિને કીધી વાત, ખોટી સાચી ત્યાં સાક્ષાત;
"અહલ્યા અમને દે છે ગાળ, લઢે વઢે છે પ્રાતઃકાળ. ૮

તમે અમારા છો રક્ષપાળ, કેમ સાંખી બેસો છો ગાળ;
અહલ્યા કેવી પામે માન, ગૌતમ તેને દે સન્માન. ૯

તેથી થઇ એ માની ઘણું, માન ઘટ્યું સર્વે અમ તણું;
પસ્તી અમારી તે કોણ કરે, અહલ્યા જ્યારે અમશું વઢે." ૧૦

ઋષિ સહુ વિમાસણ કરે, "અહલ્યા સતી એવું નવ કરે;
તોપણ આપણ સાથે મળી, ગૌતમને વાત કહીએ વળી." ૧૧

સાચું ખોટું સ્ત્રીઓએ કર્યું, તે સહુ ઋષિએ અંતર ધર્યું;
આવ્યા સર્વે ગૌતમ પાસ, વાત કરી સહુ મન ઉલ્લાસ. ૧૨

કર્યું સમાધાન વિનયે કરી, સર્વ ઋષિ ઘેર ચાલ્યા ફરી;
"ઉભય દંપતિને દેવું દુઃખ," બોલ્યા સર્વે પોતાને મુખ. ૧૩

ઉપાસના ગણપતિની કરે, પ્રપંચ પુરો સૌ આદરે,
સ્વીકારી સહુ ઋષિની સેવા, પ્રસન્ન થયા ગણદેવા. ૧૪

દર્શન દીધું ત્યાં તતકાળ, "માગો માગો વર હે બ્રહ્મ બાળ;"
કપટી ઋષિ કહે ગણનાથ, "અમે ઉભા જોડી હાથ. ૧૫

એકજ આપો પ્રભુ વરદાન, ગૌતમ અહલ્યા પામે અપમાન,
આશ્રમથી એને કાઢીએ, એજ અમે વર મુખ માગીએ. ૧૬

અશુદ્ધ ગૌતમને સહુ ગણે, કોઇ ન આવવા દે આંગણે;
એ બન્ને પતિપત્નીથી અમે, બહુ લાચાર થયાં મન ભમે. ૧૭

ગૌતમનો સર્વે અધિકાર અમને મળે જો થાઓ કૃપાળ;
વર્દાન દો દયાળુ દેવ, પ્રસન્ન થઇ સ્વીકારી સેવ." ૧૮

---

## ગણુપતિનો ક્રોધ.

૯

કહે ગણપતિ કરીને ક્રોધ ગૌતમે ઉપકાર કર્યોરે,
"તમે કેમ પાડો તેથી વિરોધ, ગૌતમે૦
આતો ખોટું આદર્યું છે સૌ કામ, ગૌ૦
મુકો મનનો સહુ ગર્વ તમામ, ગૌ૦
એણે કર્યું અન્ન જળ સહુ માટ, ગૌ૦
તપે કરી કરી કષ્ટ આપ, ગૌ૦
તમે નિર્દોષીને દેશો જો દુઃખ, ગૌ૦
નહિ પામો તમે શાન્તીને સુખ, ગૌ૦
ભલે નહિ માનો મારૂં વચન, ગૌ૦

---

૯ "સુણો દીલ્લી તખ્ત ધરનાર" એ રાગ.

તમે સુખી નહિ થશો કોઇ દિન, ગૌ૦
તમે થઇ ગયા સ્ત્રીને આધીન, ગૌ૦
સ્ત્રીની મતિએ કરો વેર હીન, ગૌ૦
નથી ઘટતું વીવેકીને એહ, ગૌ૦
તજી સાત્વિક્તા વસાવો ક્રોધ દેહ, ગૌ૦
તમે ઉપકારીને કરોછો અપકાર, ગૌ૦
આપ્યું જીવન તેથી કરો ખાર, ગૌ૦
નથી શોભતું ઋષિઓ અસત્ય, ગૌ૦
તમે ખોઇ બેસશો સહુ પત, ગૌ૦
બહુ વિનવે વિનયથી ગણેશ, ગૌ૦
પણ નવ માને ઋષિઓ લેશ, ગૌ૦
ક્રોધ કરી કહે ગણપતિ દેવ, ગૌ૦
ઋષિ તમ પર કોપશે દેવ, ગૌ૦
નહિ થાય તમારૂં કલ્યાણ, ગૌ૦
એવી ક્રોધ વાંણી બોલ્યા પ્રમાણ, ગૌ૦
હું તો માગ્યો આપીશ વરદાન, ” ગૌ૦
ગૌરી સુત થયા અંતરધાન, ગૌ૦
ઋષિ ગૌતમ નિર્દોષીને સ્થિર, ગૌ૦
હરિ સુખ દેવ સાહ્ય તેને શિર, ગૌ૦

# ગૌતમ શિર ગૌહત્યા.

૧૦

સો ઋષિ કેરૂં કપટ રચેલું નવ જાણે ગૌતમ ઋષિ.
કરે નિત્ય કર્મ ગૌતમ ઋષિ, તલ યવની કરેલી જેણે કૃષિ;
તે લેવાં ક્ષેત્રમાં ગયા ધસી. સૌ૦ ૧
ગણપતિ ફરે ત્યાં થઇ ગૌરી, તલ યવના કણસલાં લેતા ચરી;
રંજાડ કરી સૌ સ્થાન ફરી, સૌ૦ ૨
જોઇ ગૌતમે ગૌ સહુ ખાતી, ચિન્તાતુર થયા દયાખાધી;
એક *કુશ લઇને ગૌનેહાંકી: સૌ૦ ૩
જ્યાં દર્ભશળી ગૌને અડકી, મૂર્છા ખાઇ તે પૃથ્વી પડી;
થઇ મરણ શરણ તે તેજ ઘડી. સૌ૦ ૪
સહુ કપટી ઋષિઓ સાથે મળી, ગૌતમની પાછળ વિટાયા ફરી:
ઓ ગૌતમ તેંતો ગૌહત્યા કરી: સૌ૦ ૬
ગૌતમ ઋષિતો ગભરાઈ ગયા, અહલ્યા પણ વિચારીને રહ્યાં;
અહો ઇશ્વર કોપ થયો શુંજ આ: સૌ૦ ૬
હત્યા લાગી ક્યાં જાવું હવે; હું બહુ બળું આ દુઃખ હવે:
ગૌહત્યા વળગીછે આ ભવે. સૌ૦ ૭
હરિસુખ દેવ શું કરૂં હવે, ગૌહત્યા શિ રીતેથી ટળે,
મારૂં અંતર દાજે પળે પળે. સૌ૦ ૮

---

૧૦ "સુણો મિત્ર્સ રૂડા ' એ રાગ. * દર્ભ.

# ગૌતમને ઋષિથી ધિક્કાર.

૧૧

"ધિક ધિક તમને ધિક છે, ઋષિઓ બોલ્યા વાણ;
ધિક્કાર છે ગૌતમ ઋષિને, તેં તો વાળ્યો ઘાણ. ધિ૦ ૧

ગૌતમ મુખ જોવું નથી, પાપી ગૌહત્યા કીધી,
આવ્યો વશ અહિંથી પરો, શિર હત્યા તેં લીધી. ધિ૦ ૨

આશ્રમ છોડીને જા હવે બગડે અમારૂં સર્વ;
તું પાપી પાસે છે ત્યાં સુધી, નહિ લે દેવો હુતદ્રવ્ય. ધિ૦ ૩

યજ્ઞ શ્રાધ તર્પણ સહુ, થાય તુંથી અફળ;
માટે તું સત્વર પાપીયા, અહિંયાંથી નીકળ." ધિ૦ ૪

ભાવ કરે છે પાશાણના, આવ્યો વિપરીત કાળ;
ગૌતમને કીધો દુખી, નાખી ખોટુંજ આળ. ધિ૦ ૫

કાળ ગતિને વખાણના, ગયા ગૌતમ દૂર;
નિરાશ થઇ કાળાગ્નિનથી, મુકયું જપ તપ જરૂર. ધિ૦ ૬

"આ દેહે પાપ વસી ગયું, તેથી થશે નહિ વ્રત;
જપ તપ યજ્ઞ શું આદરૂં, થાયે સર્વે વ્યર્થ" ધિ૦ ૭

પાપ પરૂં કરવા તણો, શોધું કંઇક ઉપાય;
હરિસુખ શુદ્ધિ સાંપડી, હત્યા અંગેથી જાય. ધિ૦ ૮

---

૧. ધન્ય ધન્ય મિત્ર માટે તો " એ રાગ.

# ગૌતમે ઋષિઓની કરેલી પ્રાર્થના.

૧૨

કરે વિચાર ગૌતમ ઋષિ, " હવે મારી દશા તો થશે શી,"
વિત્યા પંદર દિન એમકરતાં, આ૦ । ગૌતમ પાછો ફરતાં. ૧

કીધા દુષ્ટ ઋષિઓને પ્રણામ, "હું તો હારી બેઠો છું હામ,
ગુરૂ વિના કરે જપ તપ, પાપ ટળવા કરે સંકલ્પ. ૨

તે તો સિદ્ધિ થતો નથી જાણું, તેથી ગુરૂ હું તમને પ્રમાણું,
આવ્યો પુછવાને તમારી પાસ, હત્યા ટાળવા અંતર આશ. ૩

મને બતાવો એવો ઉપાય, ગૌહત્યા વિસર્જન થાય;"
આવ્યો જોયો ગૌતમ ઋષિ, અન્ય ઋષિઓ ઉભા આઘા ખશી. ૪

ગૌતમ ઋષિ કરે કાલાવાલા, પાપ પોતાનું નિવૃત્ત થાવા;
મનગર્વિ ઋષિ સહુ બોલ્યા, દેહ શુદ્ધિના રસ્તા ખોલ્યા. ૫

"ગૌતમ પૃથ્વી પ્રદક્ષણા ફરો, દેહ શુદ્ધિનું પ્રાશ્ચિત કરો;
લાવ આ સ્થળ ગંગા માત, કરી સ્નાન શુદ્ધિ કર જાત. ૬

કોટી લિંગ પાર્થિવ કરી પૂજ, ધ્યાન ધરીને થાતી તું શુદ્ધ;
એકાદસ પ્રદક્ષણા ફરવી, પર્વતોની પરીક્રમા કરવી. ૭

એકસો ઘટ ભરી કર સ્નાન, થશે વિશ્વાત્મા તુષ્ટમાન;
ગૌહત્યા થશે દુર તારી, દેહ શુદ્ધિ એથીજ તમારી." ૮

---

૧૨ કેમ મિત્ર મારા શું કરીએ" એ રાગ.

સુણી સર્વ ઋષિયોની ગાથા, શુદ્ધ થવા ગૌતમે બાંધી આશા;
થયો હર્ષ અંતરમાં અપાર, તપ કરવા કરે છે વિચાર. ૯

અહલ્યા સાથે તપ આદરે, ભોળા શંભૂને પ્રસન્ન કરે;
હરિસુખ જાણતું ગૌતમ શુદ્ધ, તપ કરે તે વિમળ બુદ્ધ. ૧૦

## ગૌતમને ઇશ્વરના દર્શન.

૧૩

ગૌતમે તપ આદર્યો, વિધ વિધ જે જપ ધ્યાન,
ગૌહત્યા થઇ દુરને, ઇષ્ટ થયા તુષ્ટમાન, ૧

દર્શન દિધું ઇશ્વરે, સાકારી સ્વરૂપ,
"માગ માગ તું હે ઋષિ, આપું વર અનુપ. ૨

તારા સમ પવિત્ર ને, તપોબલી નહિ બ્રહ્મ,
શા કારણથી તેં લીધો, દેહ કષ્ટથી શ્રમ. ૩

માગમાગ વરદાન જે, મન ઇચ્છા હોય શુદ્ધ,"
હરિસુખ સ્વામી એમ વદે, "આપું વર અખુટ." ૪

---

૧૩ દોહરા.

# ગૌતમ સ્તુતિ.

૧૪

"નમુ નાથ નિરંજન વિશ્વપતિ,
નમુ સત્ચિદ્ આનંદ ગૌરીપતિ;
નમુ ભસ્મધરા ને ત્રિનેત્રધરા,
નમુ ચંદ્રધરા શિર ગંગધરા. ૧

નમુ હું ગણનાથ પ્રભુ તમને,
નમુ દોષ દહન હરિ હું તને;
છઉં દોષિત શુદ્ધ કરો હે પ્રભુ,
નથી આપ અજાણ છું શર્ણવિભુ. ૨

જપ તપ અને વળી ધ્યાન થકી,
સહુ યોગી વિરાગી રહે છે મથી;
તદપિ નથી સ્વપ્નમાં દર્શ થતું,
મુજ ભાગ્ય મહા તમ દર્શ થયું. ૩

મને દર્શન આપી દયાજ કરી,
અમી દ્રષ્ટિ કરી દુઃખ લેજો હરી;
પ્રભુ હું છું અનાથ સનાથ થયો,
મહા દોષ આ દેહથી દુર ગયો. ૪

---

૧૪ તોટક

તમ દર્શન રૂપ પીયુષ ઝરી,
ફળ પ્રાપ્ત થયું અવિનાશી હરિ;
ભગવાન ભવેથી ઉગાર મને,
દુર હત્યા કરી કરો શુદ્ધ *તને. ૫
કરૂણાકર આ કર મારો ગ્રહી,
ભવ બંધન છોડજો સ્વામી સહી;
જગનો હું મુસાફર જીવ છઉં,
હરિસુખના સ્વામીને શર્ણ રહું." ૬

## ગૌતમને વરદાન.

૧૫

દેવ તણા દેવ આવી ગૌતમને સમજાવી, કહે "તમે નિષ્પાપીરે ગૌતમ અહલ્યા;
કપટની જાળ રચી તારે માટે અહો ઋષિ, તેમાં તું ફસાયો નક્કીરે ગૌતમ અહલ્યા;
નથી કંઇ દોષ તારો નથી કંઇ દોષ કોનો, કાળ છે બળીષ્ઠ અતિરે ગૌતમ અહલ્યા;
કપટીએ ઋષિ સર્વે, જુઠાણું કર્યું ગર્વે, દુખ દેવા મળ્યાં સર્વેરે, ગૌતમ અહલ્યા;

---

* શરીરે. ૧૫ "ભજો ગંગાધરને, ભજો સહુ ગંગાધરને" એ રાગ.

શિક્ષા એ કપટીને કરવી, તારે નહિ ચિન્તા ધરવી, તને દઉં અવિચળ પદવીરે, ગૌતમ અહલ્યા;"

ગૌતમ કહે "સ્વામી, કહું છઉં શિશનામી, ક્રોધને સમાવો સ્વામીરે, શિર ગંગધરા.

ઋષિઓએ દુઃખ દીધું સુખ તણો થયો સિંધુ, ઉપકાર કીધો માની લીધુંરે, શિર ગંગધરા.

એણે જયારે એવું કીધું ત્યારે આપે દર્શન દીધું, વૈરી નથી કોઇ વિભૂરે, શિર ગંગધરા.

પ્રસન્ન થયા ગંગાસ્વામી, "માગ માગ કહે વાણી, જે માગે તે આપું આણીરે. ગૌતમ અહલ્યા."

ગૌતમ કહે "ગંગા આવે, પવિત્ર આ દેહ કરાવે, પૂજું શુલપાણી ભાવેરે, શિર ગંગધરા."

સદાશિવે ગંગા આપ્યાં, ગૌતમ અહલ્યા પાએ લાગ્યાં, પાપ ગયાં અંગેથી ભાગ્યાંરે, ગૌતમ અહલ્યા.

ગૌતમ વદે વાણી "ગંગેઅંબે હે કલ્યાણી, કરો શુદ્ધિ દાસ જાણી રે ગૌતમ વદે.

સૃષ્ટિને તું શુદ્ધ આપે, પાપ કાપી બુદ્ધિ આપે, શુચિ કરે જળ જ્યેરે ગૌતમ વદે.

ગંગાજી વહે સીદ્ધાં, પવિત્ર ઋષિને કીધા, અભય દાન ઉભયને દીધાં રે, ગૌતમ અહલ્યા.

ગંગાને શિવ મોરારી, સાથે પારવતી નારી, સેવા ગૌતમની સ્વિકારીરે પાવન કીધાં;

અડસઠ તિરથો આવ્યાં, ઋષિ દેવો સાથે લાવ્યા, જયજયકાર ધ્વનિ આવ્યારે, પાવન કીધાં;

ગૌતમને જેણે દુઃખ દીધાં તે પાપીને પાવન કીધાં યશ ગૌતમે લીધારે, પાવન કીધાં;

તેજ સ્થાને રહ્યા શંભુ સર્વ તિર્થો સાથે વિભુ કુશાવર્ત નામ દીધુંરે, પાવન કીધાં;

ગોતમને નામે તહિં ગોતમી ગંગા વહી, સર્વ તિર્થો આવે છે તહીંરે, પાવન કીધાં;

સિંહ રાશીના ગુરૂ જ્યારે, અગીયાર વર્ષે આવે ત્યારે ગોદાવરીની યાત્રા ભારેરે, પાવન કીધાં;

ગંગાદ્વારે કુશાવર્તે, પ્રખ્યાતીએ પામ્યું તિર્થ, ગૌતમ તપે સમર્થરે, પાવન કીધાં;

ગૌતમ ઋષિ સિધ, અપકારે ઉપકાર કીધો, દોષ તેણે નવ લીધોરે, પાવન કીધાં;

પાપીઓને તાર્યાં પોતે, સદ્‌ગતિ સેવી છે જાતે, નામ રાખ્યું અમર આપેરે, પાવન કીધાં;

ગૌતમ અહલ્યા જેવાં, પૃથ્વીએ જનમજો એવા, હરિસુખ વિનવે છે દેવારે, પાવન કીધાં.



## સપત્નિનો દ્વેષ.

૧

દક્ષીણ દિશાને દેવગિરિએ, સુધર્મા બ્રાહ્મણ વશે,
બહુ વિદ્યાશિલ ધનાઢય તેને સુદેહા પત્નિ હશે. દક્ષી૦ ૧
યાજ્ઞિક બ્રાહ્મણ સુધર્મા ગુરૂ થઇને શિષ્યો ભણાવતો,
બહુ ધર્મીને સુદ્ધ હતો પણ પુત્ર તેને નવ થતો. દક્ષી૦ ૨
વય વધી સંતાન થયું નહિ, સુધર્મા વિચારતો,
દૈવાધિન રહી તે જ્ઞાની, શાન્તિ મનને ધારતો. દક્ષી૦ ૩
સ્રીજાતી સુદેહા તેથી, વંધ્યા દુઃખ અંતર ધરે,
વંધ્યા મહેણું ટળવા માટે, નિજ પતિને વિનતી કરે. દક્ષી૦ ૪

૧ એક સમે બાહુબાન ઘેર પ્રીતે પ્રભુજી પધારીયાં એ રાગ.

"અહો પતિ જ્ઞાની ધ્યાની છો, પુત્ર થવાને તપ કરો,
વંધ્યા મેહેણું સ્વામી મારા, કોઇ ઉપાયે દુર કરો." દક્ષી૦ ૫

સુધર્મા કહે શાણી સુદેહા, જ્ઞાન દ્રષ્ટિએ જોઇએ,
આ જગમાં મિથ્યા છે સર્વે તેમા સીદ મોહીએ. દક્ષી૦ ૬

કોણ પુત્ર કોનો ક્યાં થી આવ્યો, કેમ વળી જાય જીવનો,
રૂણાનુબંધને લેણું દેણું લેવાને જીવ જનમતો. દક્ષી૦ ૭

મારૂં તારૂં કરવા મીથ્યા, કર્મ બંધથી જનમીઆં
ખોટું દેખી સાચું માની, માનુષી દેહમા મોહી રહ્યા. દક્ષી૦ ૮

કર્માનુસારે સુખદુઃખ આવે, તેમજ સંસારે સંતતી,
માટે મીથ્યા મોહ મુકીને, ભજવા ભાવે જગપતિ દક્ષી૦ ૯

અજ્ઞાને કંકાસ છે અંતર, જ્ઞાને શાન્ત આવશે,
હરિ સુખ સ્વામી ભજો સુદેહા, આવા ગમન દુઃખ
વામશે. દક્ષી૦ ૧૦

૨

સુદેહા ગઇ સુદેહા ગઇ, પાડોસીને ઘેર મળવા,
વાતો કરતાં ત્યાં વઢી પડયાં, બોલે બોલો બહુ કડવા. ૧

મહેણું દીધું (૨) પાડોસણે તે મુખથી,
"શું બહુ બોલેછે વાંઝણી, સુદેહા સાભળે દુઃખથી. ૨

---

૨ સુણચિત્રલા મને નથી ગમતું આ ધામ" એ રાગ.

"તું પુત્ર વિના (૨) શીદ ગર્વ ધરે છે મન,
ધન તારૂં શાકામનું, નથી વાપરનારો તન. ૩

તુજ દ્રવ્ય જશે (૨) નિર્વંશે રાજદ્વાર,
ગર્વ નકામો શું કરે વંઝા તુજને ધિક્કાર," ૪

બહુ રોશ કરી (૨) સુદેહા ચાલી નીજ ઘેર,
દેવાર્ચન સુધર્મા કરે, તેને નિરખે બહુ પેર. ૫

"મને ધિક્કારી (૨) પાડોશણે કરી વંધ્યા,
વંધ્યા દુઃખ ટાળો પતિ શાકામની છે તવ સંધ્યા. ૬

સુધર્મા કહે (૨) એમા તે શું છે દુઃખ,
મરજી ઇશ્વરની ગણો છો એ તો લોકો મુખ ૭

ઘણું સમજાવી (૨) સુધર્માએ નિજ પત્નિ
સ્ત્રી હઠ સુદેહા કરે, મુકે નહિ વાતો હઠની. ૮

"અરે સ્વામી મારા (૨) જો પુત્ર મને નહિં થાય,
દેહ ત્યાગ મારો કરૂં હું પડું તમારે પાય. ૯

બહુ વિમાસે (૨) સુધર્મા અંતર માહ્ય,
હરિસુખ સ્વામી પ્રસન તે શીરીતે હું પર થાય. ૧૦

---

૩

સુધર્મા કહે "સ્ત્રી શાણી દેવ ઇચ્છાને વખાણી,
બહુ કષ્ટે આવી છે કાયા માનુષિ એમ જાણીરે સુદે૦

સુકૃત કર્મ કર શાન્તી રાખી, શીદ નાગે ને પાડી,
આત્મઘાતી શા માટે થાતું, અંતર કલેશ પમાડીરે સુદ૦ ૨

તારે કર્મે નથી સંતતિ, શો ઉપાય તે શો કરવો;
સમજાવી સમજે નહિ મૂરખ, સંસાર કરે તું કડવોરે. સુ૦ ૩

યજ્ઞકુંડની ઉત્તર દક્ષીણ. પુષ્પ મંત્રી ને નાખું;
સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર ધરી શુદ્ધ અંતર થી ત્યાં જાતુંરે. સુ૦ ૪

બેમાનું એક પુષ્પ તું લેજે, જો મારૂં ધારેલું આવે,
તોતો સંતતિ તારે કર્મે જાંણીશ હું મન ભાવેરે." સુ૦ ૫

પતિ આજ્ઞા પાળી સુદેડા સ્નાન કરી ને આવી.
સૂર્ય અગ્નિ ઇશ્વર ને વિનવે, પ્રસન થજો પ્રભુ સ્વામી રે સુ૦ ૬

મારા પતિએ જે પુષ્પ છે ધાર્યું તે મારે કર દેજો
હરિસુખસ્વામી પ્રસન થઇને વંધ્યાપણું હરિ લેજો રે. સુ૦ ૭

———

૩ ધ્યાન હરીનું ધરજો, આ જીવનું રૂડું કરજો,—એ રાગ.

પામી માન પતિનુ એ ઘુષ્મા,
સુદેહા રહે તેથી અંતર રોશમાં  સુદે૦ ૧૨

સમજાવે છે સુધર્મા એને,
ઘુષ્મા તારી છે સંભાળી લેને.  સુદે૦ ૧૩

નાની એછે તારી આજ્ઞા પાળે,
નકામી શું અંતર અંગ ગાળે.  સુદે૦ ૧૪

પ્રભુ કૃપા સહુને શિર રહી,
સગર્ભા ઘુષ્મા છે થઇ  સુદે૦ ૧૫

સુધર્મા એ શાસ્ત્ર વિધિ કીધી.
પ્રાયશ્ચિત કર્યું સહસ્ત્ર ગૌ દીધી.  સુદે૦ ૧૬

પૂરે માસે પ્રસવ્યો છે પુત્ર,
હરિસુખ સ્વામી એ વધાર્યું ઘર સુત્ર.  સુદે૦ ૧૭

## સુદેહાનો સંતાપ.

૬

સુદેહા કરે છે સંતાપ પરીતાપ નાસમે,
આવ્યું સપત્નિનું શ્રીમંત, ઇર્ષા અંતર દમે.  ૧

" અરે દૈવ હૃદય નથી સુખ, અતિ દુખ ધારતું.
લાવી શોક હાથેકરી હુંજ, થયું મનમાનતું  ૨

---

૬ સીતાજીના મહીનાનો—રાગ.

થઇ માનીતી સ્વામીનું અંગ, રહી હું અભાગણી,
થયો પુત્ર વળી પૂર્ણ ભાગ, હું તો રહી વેરાગણી. ૩

સ્વામી લડાવે પુત્રને લાડ, વળી પરણાવશે,
મારે અંતર અગ્નિની ઝાળ તે કોણ બુઝાવશે. ૪

મારી આજ્ઞા લોપે નહિ કોઇ બધાં મારા દાસ છે,
પણ ઈર્ષાએ અંતર રોઈ થઇ છું ઉદાસરે. ૫

લાવી શોક થયો તેને પુત્ર, વળી તે મોટો થયો,
પરણાવી માંડ્યું ઘરસુત્ર મને સુખ ટો ટો રહ્યો. ૬

કેવા લડાવે લાડ અનેક, જોઇ તે અંતર બળું,
રાખું બહારથી હું વિવેક, સમુહ સહુ જુએ વડું. ૭

હણું શોકને કે શોકપુત્રને, વિચાર દ્વેશે કરૂં,
કાળ વ્યાપ્યો અંગો અંગ, હવે ન પ્રાયશ્ચિત ગણું," ૮

કરી એવો દુષ્ટાએ વિચાર, કપટની બાજી કરી,
હરિસુખ સ્વામી વિસારી તેવાર, કુમાર્ગે તે વિચરી. ૯

## સુદેહાની દુષ્ટ કૃતિ.

૭

સુધર્મા ઘુષ્મા બન્ને. પુત્ર પામી સુખીયાં થયાં,
પરણાવી ઘેર વહુ લાવીને, અંતરમાં છે હરખીયાં. સુ૦ ૧

---

૭ આજ સમે ખુભાન ઘેર પ્રીતે પ્રભુજી પધારીયા એ રાગ.

પુત્રવધુને પુત્રની સાથે સુધર્મા ધુષ્મા સહુ,
સુદેહાને રીજવી તેની આજ્ઞા પાળે છે બહુ. સુ૦ ૨

ઉઠી પ્રભાતે પહેલે પહેરે, વધુ સુદેહાને નમે,
કપટી સુદેહા હરખ દેખાડે, અંતરમાં તો નાગમે. સુ૦ ૩

સુધર્માન ધુષ્મા બન્ને વળી પુત્રને તેની વધુ,
ગંગાજળ સમ શુદ્ધ અંતરના, કપટ જાણે નહિ કશું. સુ૦ ૪

સુદેહાનું કપટી અંતર કપટજાળ બહુ પાથરે,
દુષ્ટ વિચારો કરીને અંતર પાપી કર્મ કરવા ફરે. સુ૦ ૫

એક સમે ધુષ્માનો સુત, નિજ અંતઃપુરે નિદ્રા કરે,
તેવે સમયે કાળાગ્નિમાં સુદેહા ફરતી ફરે. સુ૦ ૬

મધ્ય રાત્રિનો સમય છે જ્યાં, ખડ્ગ લીધું કર વિષે,
પુત્ર વધુસહિત સુતો જ્યાં, ત્યાં ઉભી જઇ તે રીસે. સુ૦ ૭

ઘેરી પાપે પાપણીને નવ સુઝે કે શું કરૂં છું આ.
પુત્રનો વધ કીધો ખડગે, કાળ વસ્યો છે અંગમા. સુ૦ ૮

અસ્થિ લઇ અડધી રાત્રીએ ચાલી કુંડમાં નાંખવા
પાપી કર્મ જે કર્યું હાથથી તેને તો ગુપ્ત રાખવા. સુ૦ ૯

ધુષ્મા પાર્થિવ પૂજી નિત્યે, પધરાવતી પાર્થિવને,
તેજ કુંડમાં એ પાપણીએ, નાંખ્યાં અસ્થિ સર્વ રે. સુ૦ ૧૦

આવી સુતી નિજ પથારીએ, અંતર થઇ નિરાંત છે,
પાપ કર્મ રહ્યું મલ છાનું ઘડી રહી વિશ્રાન્ત તે. સુ૦ ૧૧

પ્રભાત થતાં પુત્રવધુએ, સ્વામીનું મુખ નિરખવા.
ઉઠી નેત્રો ઉઘાડી જોતાં, થઇ ગઇ ભયભિત ત્યાં. સુ૦ ૧૨

રૂધિર વહે ધડ પડયું એકલું, શિર સ્વામીનું છે નહિ,
"અરે દૈવ આ શું દેખું છું, શું સ્વપ્નુ આવ્યું સહિ. સુ૦ ૧૩

રડતી રડતી ચાલી વામા, સાસુ સુદેહાને કહ્યું,
"અહો બાઇજી ઉઠો ઉઠો, ખુન મુજ સ્વામીનું થયું. સુ૦ ૧૪

અરે બાઇજી શું સુતાં છો, પુત્ર તમારો છે ગયો,
કોઇ હત્યારો ચોર આવ્યો તે, નવ જાણ્યું કેરજ થયો. સુ૦ ૧૫

ધડ શિર છેદી સાથે લઇને, અરે કોણ નાશી ગયું.
અરે બાઇજી શૈયામાતો, શ્રોણીત છે વર્શિ રહ્યું. સુ૦ ૧૬

જુઓ જુઓ આવો તમે, અરે કર્મ મારૂં ફુટીયું,
પુત્રવધુએ સુદેહા પાસે, છાતી મસ્તક કુટીયું. સુ૦ ૧૭

કપટી ચાલી નિજ કર્મ જોવા, છાતી કુટે અતિ ઘણી,
કુલટા કપટી રોવા બેઠી, વિધ વિધ વિલાપો કરી. સુ૦ ૧૮

પ્રાતઃકાળે વહેલું ઉઠી, સુધર્મા સુષ્મા ધ્યાનમાં,
બેઠાં બન્ને સ્થિર થઇને, હરિસુખ સ્વામીના ગાનમાં. સુ૦ ૧૯

૮

ઘરમાં છે ઘોંઘાટ ઘણેરો, ઘુષ્મા બેઠી ધ્યાનેરે,
શું છે શું થયું કંઇ પુછે નહિ, એક ઇષ્ટને માનેરે. ઘ૦ ૧

ધુતારી ઢોંગીલી સુદેહા, રડે કુટે છે ખોટુંરે,
સુધર્માને ઘુષ્મા અંતર, ધ્યાન ધરે છે મોટુંરે. ઘ૦ ૨

ઘુષ્મા ધ્યાનથી જાગી પુછયું, શું છે કેમ શું રૂવોરે,
પુત્રવધુએ વિગતે કહ્યું સહુ, બાઇ હરિઇચ્છા શી જુઓરે ઘ૦ ૩

શાન્તીએ સહુ વાત સાંભળી, ઘુષ્મા વિસ્મય પામીરે,
હતું શું મારૂં નથી ગયું મારૂં, અહો ત્રિભૂવન સ્વામીરે ઘ૦ ૪

કર્તા હર્તા દેતા લેતા, કર્માનુસારે સૌનેરે,
તેમાં તે વળી શોચ શો કરવો, સમજાવો જ્ઞાનથી વહુનેરે ઘ૦ ૫

રૂણાનુબંધે સહુ બંધાયા, લેવા દેવા જન્મ્યાંરે,
કર્મ વિપાક પુરા કરી જીવ સહુ, જાય આવ્યા જયાંથી ત્યાંરે. ઘ૦ ૬

જ્ઞાન ગ્રહી પૂજન સેવનથા પરવારીને ઉઠયારે,
કાળાધિન છે આ જગ જીવો, અરે ત્રિભૂવન રૂઠયારે. ઘ૦ ૭

ઘુષ્મા ધૈર્ય ધરીને ઉઠી, પાર્થિવ લઇને ચાલીરે,
નિત્ય નિયમે કુંડમાં પધરાવ્યા, પૂજીને શુલપાણીરે. ઘ૦ ૮

---

૮ કયાં ગયોરે પેલો મોરલીવાળોરે—એ રાગ.

નિજ ઘર પાસે તળાવ મોટું, પવિત્ર જેમાં પાણીરે,
સહસ્ત્રો પાર્થિવ પૂજી નિત્યે, પધરાવે તેમાં તે શાણીરે. ઘ૦ ૯

પુત્ર ગયો પીડા નવ પામી, ચિત્ત ચિન્તામણી સાથેરે,
કોનો પુત્ર ને કોણ હું માતા, મળ્યાં કર્મોથી સાથેરે. ઘ૦ ૧૦

એવી શાન્તી રાખી શાણી, પાર્થિવને પધરાવીરે,
ઘેર જવાને ચાલી પોતે, અંતર સંતોષ વાળીરે. ઘ૦ ૧૧

પવિત્ર કુંડને કાંઠે ઉભો, ઘુષ્માનો બાળક બોલેરે,
માતા મા !! પવિત્ર માતા, નથી કોઈ તુજ તોલેરે. ઘ૦ ૧૨

તુજ પ્રતાપે થયો હું સજીવન, ત્રુઠયા છે જગત્રાતારે,
હું બાળક તુજ થયો જીવતો, આવી મળો મને માતારે. ઘ૦ ૧૩

સુખ દુઃખ સમાન ઘુષ્મા ગણતી, સાધુની વૃત્તિ ધારીરે;
અંતર શુદ્ધિને નિશ્ચળ ચિત્ત જોઈ, પ્રસન થયા ત્રિપુરારીરે. ઘ૦ ૧૪

ત્રિભૂવન સ્વામી ત્રુઠયા તેથી સાકારી થઇ પ્રગટયારે,
ધન્ય ધન્ય ઘુષ્મા છે તુજને, હજો તું જેવી સૌ જગમાંરે. ઘ૦ ૧૫

માગ માગ વરદાન તું મુખથી, જે માગે તે આપુંરે,
સપત્નિએ તને સંતાપી, તેને શિક્ષા આપુંરે. ઘ૦ ૧૬

તારી શોકે પુત્ર તુજ માર્યો, નાંખ્યો આવી આ સ્થાનેરે,
તુજ સેવાથી કર્યો સજીવન મેં, થા કૃતાર્થ વરદાનેરે. ઘ૦ ૧૭

આ ત્રિશુળ તુજ સપત્નિના ક્રુર હૃદયમાં મારૂંરે,
એ કુલટાને એના કર્મની શીક્ષા કરવા ધારૂંરે. ઘ૦ ૧૮

માગ માગ તું ઘુષ્મા મુખથી, વશ કીધો આરાધીરે,
ભવ ભય તારો દુર થયો, નહિ પીડે તને ઉપાધિરે. ઘ૦ ૧૯

બેહુ કર જોડી ઉભી ઘુષ્મા, ક્ષમા ક્ષમા કરો સ્વામીરે,
હરિસુખના સ્વામી દિનબંધુ, જય જય જય નમામીરે. ઘ૦ ૨૦

૯

કરૂણ સાગરા, છો કૃપાળુ સ્વામીરે
વિનવું નાથ જોડી હાથ, વિશ્વનાથ શક્તિસાથ,
ચરણ શિષ નામી રે. કરૂણ૦ ૧

તમ કૃપાવડે દુઃખ સર્વ વામીરે
વિશ્વંભર આપો વર દુઃખહર સુખકર,
ધરણીધરા સ્વામી રે. કરૂણ૦ ૨

મુજ સપત્નિએ પાપ પૂર્ણ કીધું રે
કરો તે દુર પાપ પુર દયા ઉર લાવો શુર,
કહું છઉં પ્રણામી રે. કરૂણ૦ ૩

---

૯ કાન્તા કેમ થશે—એ રાગ.

માત તાત છો બાળને નિભાવો રે
આપ દર્શ આપે હર્ષ ચરણસ્પર્શ પાપસ્પર્શ
રહે નહિ સ્વામી રે. કરૂણ૦ ૪

તમે રહો પ્રભુ આ સ્થળે સાકારી રે
થઇ ઘુષ્મેશ હે ઉમેશને ગંગેશ, શ્રી નરેશ,
એજ વિનતી મારી રે. કરૂણ૦ ૫

માગ્યું એ પ્રભુ યાચના સ્વિકારો રે
માગું મુખ નહિ વિમુખ વામે દુઃખ હરિસુખ,
સત્ માર્ગ હું વિરામી રે. કરૂણ૦ ૬

૧૦

" અસ્તુ અસ્તુ કહે **શ્રી**દેવા, પ્રભુ પ્રસાદીના પામી મેવા,
તને દુઃખી કીધી સુદેહાએ, તોપણ તું તો તેને સાહ્ય થાય. ૧

એવો સદ્ગુણ તારો જોઈ, થયો પ્રસન્ન હું અંતર મોહી,
જે જે માગ્યું તેં તે તો હું આપું, સર્વ ભક્તોના સંકષ્ટ કાપું, ૨

આજ દિનથી આ કુંડ કહેવાય, શિવકૃપાથી શિવાલય,
રહેશે અક્ષય એ નિરંતર, એમાં તેં પધરાવ્યા શંકર. ૩

---

૧૦ ચોપાઈ

ધુષ્મેશના નામથી દેવ અહિં પુજાશે અહમેવ,
તારા કુળમાં થશે ધર્મી પુલ વેદ વિદ્યા તણા તે સુલ ૪

થયા શંભુ અંતરધાન આપી ધુષ્માને એ વરદાન,
સુદેહા ફરી બહુ નિશ્રો પાપ ટાળવાને કર્યા પંથો ૫

પાપ પુંજની કરીને વૃષ્ટિ અંતે સપત્નિએ તારી સૃષ્ટિ,
એક સતીએ તરે સહસ્ર પેઢી, એક સતીએ છે સુખની હેલી ૬

તારે એકોતેર સત કુટુંબ સતી નારી છે સૃષ્ઠિનું બીંબ,
સ્વકુટુંબને ધુષ્માએ તાર્યું, હરિસુખ દેવ ભજી આયુષ ગાળ્યું. ૭



# લીલાની વાર્તા.

૧

હતો એક પૃથ્વી વિષે પદ્મરાય.
બહુ કીર્તિવંતો પ્રતાપિ ગણાય,
વિવેકી વિનયી વળી લક્ષ્મીવંતો,
હતો જ્ઞાની વિદ્વાન નમતા મહંતો. ૧

---

૧ ભુજંગી.

મહા ભાગ્યશાળી અને શુભ ગુણો,
હતો દેવ સમાન ગુણે સગુણો,
એ પદ્મરાજા તણી લીલા રાણી,
હતી રૂપ યૌવનવતી શીલ ધારી. ૨

લીલા લક્ષ્મી રૂપે થઈ પૃથ્વી માંહીં,
મહા રૂપ ગુણે સતી તે ગણાઇ,
હતી મંદહાસી હતી શુભભાષિ,
સતી થઇ રહે પદ્મરાજાની દાસી ૩

પતિભક્તિને પ્રેમમાં તે પવિત્ર,
લીલા પદ્મરાજા તણું અંગચિત્ર,
હતી પદ્મરાજાની માનીતી રાણી,
હતી એક રાંણી વળી પટરાણી. ૪

હતાં દંપતિ સ્નેહમાં શુદ્ધરૂપ,
પતિ પત્નિના ધર્મ પાળે અનુપ,
બહુ ભોગવે ભોગ આનંદ સાહ્ય,
રહે મગ્ન જાણે વસ્યાં સ્વર્ગ માંહ્ય, ૫

પતિ પ્રેમની દાસી લીલા ઉદાસી,
કરે મન વિચાર વિના ઉલ્લાસી,
બધા વિશ્વમાં સાર સંસાર માંહીં,
પતિસ્નેહમાં સુખ રહ્યું સમાઈ. ૬

"ચિરંજીવ મારા પતિ કેમ થાય,
સદાકાળ સેવું પતિનાજ પાય,
અમર નાથ હોયે સુખી મારી કાયા,
પતિ શા ઉપાયે ચિરંજીવ થાય, ૭

પુછું કોઇ વિદ્વાનને જ્ઞાની બ્રહ્મ,
બતાવે મને પુન્ય ને દાન કર્મ;"
કર્યો એમ વિચાર લીલાએ મન,
બોલાવીયા ઘેર મહા મૂનિજન. ૮

આપી માન આસન બેસાડી મૂનિ,
કરે સેવના રાણી દ્રવ્યો અમુલી;
નમી પાય વંદે હરિસુખસ્વામિ,
પુછે પ્રશ્ન ઋષિરાયને શિષ નામી. ૯

૨

લીલા રાણી નમીને કહે ઋષિ સાંભળોરે,
પુછું પ્રશ્નનો આપી જવાબ, મને સુખી કરોરે,
મરા પતિ મહા પદ્મરાય હે ઋષિ સાંભળોરે.
તેનું મૃત્યુ કદી નવ થાય, મને સુખી કરોરે

---

૨ સુત પુરાણીક એમ કહે—એ રાગ,

થાય અમર પતિ જગમાંય હે ઋષિ સાંભળોરે,
સુખ ભોગવીએં જગમાંય મને સુખી કરોરે ”
સુણી લીલાનાં આવાં વચન ઋષિ સહુએ કહ્યુંરે
“ જપ તપ કરો રાણી આપ નથી કો અમર રહ્યુંરે.

રિદ્ધિ સિદ્ધિ વધે યમ નિયમથી સાંભળો સતીરે,
પામે ઐશ્વર્ય આજગ માંહ્ય અમર કો થયું નથીરે.

રામ, કૃષ્ણ પરમાત્મા દેવ પ્રારબ્ધ ભોગવીરે
ગયા સ્વધામે આપો આપ અમર કો થયું નથીરે.

લીલા દેવી સ્વધર્મે આપ રહો મનને મથીરે.
દિર્ઘાયુષ થશે પતિ આપ અમર કો થયું નથીરે.

સતિ તપે પતિનું આયુષ વધે જાણવું નકીરે,
થાય હરિસુખસ્વામી પ્રસન, અમર કો થયું નથીરે.

૩

લીલા વિચારે રે, ભવિષ્યની વાતને,
ભયભિત થઇ ગઇરે સુણી ઋષિ વાત તે;
પતિનો વિયોગ તો રે સહન કેમ કરૂં હું;
હું તો પતિ પહેલીરે, મારી દેહ પરહરૂં.

---

૩ “ મોશાળે પધારો હો બાળક બાળુંડાં ”

થાઉં ભાગ્યશાળી રે દુઃખો માનસીક ટળે,
પૂર્વના કર્મોથી રે, દૈવ જો દુઃખી કરે;
સૃષ્ટિમાં એ જેવું રે નથીકે ાઇ દુઃખ તો,
તેથી શોધું હું રસ્તો રે પતિના સંયોગનો.

પ્રારબ્ધ યોગે રે પતિ પ્રાણ જવ મૂકે,
રાખું તપ બળથી રે પતિને હું તો સુખે;
વિચારી ને વામા રે, તપ વ્રત આદર્યાં,
શાસ્ર વિધિએરે ઉપવાસ બહુ કર્યાં.

ત્રણ ત્રણ દિવસે રે, લીલા અન્ન તો જમે,
ગુરૂ દેવ બ્રાહ્મણની રે પૂજા પ્રેમથી કરે;
જપ તપ દાનથી રે, ધ્યાન વિધિએ કરે,
ત્રણસો દિન ત્રણ રાત્રી રે, અવિચ્છીન તપ કર્યો.

પદ્મરાય નથી જાણ તો રે, લીલાએ તપ આદર્યો,
નથી વાત કરતીરે લીલા પતિની કને,
ગુપ્ત રાખ્યું સર્વેરે મન વૃત્તિ શુદ્ધ છે ખરે;

મનસા વાચા કર્મથીરે દ્રઢ વ્રત આદર્યું,
પ્રસન્ન થયાં શક્તિરે લીલાને દર્શન હવું.
શક્તિ દેવી બોલ્યાંરે ધન્ય ધન્ય છે તને,
અવિચ્છીન તપથીરે પ્રસનતેં કીધી મને;

હવે માગ માગ તું રે વરદાન આપું હું સતી;
બહુ પુન્યશાળીરે તને અદેય કશું નથી.
ભાગ્યોદય સતીનું રે, તન મનથી સેવા કરી,
હરિસુખની અંબાનું રે બેઠી સતી ધ્યાન ધરી.

૪

લીલાએ નમી પાય પદ્મ તનથી વિશ્વેશ્વરી વિનવી,
હે દેવી દુર દોશ જન્મ કરતાં કૃતાર્થ હું છું હવી;
દોશો દુર કરો હરો વૃદ્ધપણું સંસાર વ્યાધી તણું,
ગ્રંથી જ્ઞાન તણી ભરો હૃદયમાં, હે દેવી હું એ સ્તવું. ૧
હે અંબે રવિ તેજ જેવું રૂપ છે, તારૂં અતિ દિપતું,
જીહ્વા એક ન ગુણ ગાઇ કથતી છે જગતની ઇશ તું;
વરદાઇ દીનની તું માત થઇને, શાન્તી સુખો આપતી,
હું છું બાળ કૃપાળ થાતું સવિતા, માતા હરિસુખની. ૨

૫

હે માત "જો પ્રસન છો દિન બાળને તો,
થાઉં કૃતાર્થ વરદાનજ માગ્યું દેજો;
હું માગું માત મમ પતિ તણું મૃત્યુ થાય,
તોએ ભમે જીવ પતિ તણો મહેલ માંહ્ય ૧

---

૪ શાર્દુલ. ૫ વસંતતિલકા,

જાયે નહિ મુજ અવાસથી દુર કાંઇ,
હું નિત્ય સેવું પતિપાય સંયોગ માંહી;
હે માતુ દો પ્રથમ એ વરદાન મુને,
પ્રણમી સદાય વિનવી કહુ માત તુને. ૨

કલ્યાણી હે કરૂણ સાગર અંબીકા તું,
આવો તમે મુજ કને કરૂં યાદ જ્યાં હું;
સ્તુતિ સુણી ઉર તમે સહુ તે સ્વિકારો,
સંભારતાં શરણ આપી તમે પધારો. ૩

એ છેજ માત વિનંતિ તમ પુત્રી કેરી,
સ્વિકારી તે પુરણ આશ કરોની દેવી;
અંબા થયાં પ્રસન અસ્તુ વદે મુખેથી,
હું સાહ્યતઃ દઉં તને દુઃખમાં સુખેથી. ૪

લીલા તણા તપ તણું ફળ શુભ આવ્યું,
જગદિશ્વરી વશ થયાં દુઃખ સો વિરામ્યું;
દેવી થયાં અદૃસ્ય ત્યાં વરદાન આપી,
લીલા હૃદય હરિસુખની દેવી વ્યાપી. ૫

૬

શ્રીદેવી થયાં અદ્રશ્ય ઉલ્લાસી લીલા થઇ રે,
આનંદે ગાળે દિન હવે ભય છે નહિં રે.

કાળ ચક્ર ફરે છે સૃષ્ટિમાં કોને મુકે નહિં રે,
હોય કોઇ રાજા કો રાંક કે તપે તપ મહિં રે.

યુદ્ધ કરવા ગયો પદ્મરાય પડયો તે ઘાયલ થઇ રે,
તેણે છોડયા પોતાના પ્રાણ લીલા વ્યાકુળ થઇ રે.

ભૂલી સર્વ દેહનું ભાન જ્ઞાન ગયું ગળી રે,
થઇ મૂર્છીત લીલા નાર પતિમોત સાંભળી રે.

એવા વિકટ દુઃખની માંહ્ય દેવીએ દયા કરી રે,
આવ્યાં સન્મૂખ લીલાની પાસ ધીરજ આપી ફરી રે.

જગદંબા કહે લીલા નાર રૂદન કર વેગળું રે,
ધર ધીરજ અંતર માંહ્ય હૃદય રાખ મોકળું રે.

તારા પતિનું કલેવર મુક કુસુમના કુંડમાં રે,
રહેશે શુદ્ધ એ દેહી તમામ, સુવાસ સુગંધમાં રે.

કરમાશે નહિ કુંડના પુષ્પ દુર્ગંધ દેહ નહિ થશે રે,
તું પામીશ એજ સ્વામીને, સંયોગ પાછો હશે રે.

---

૧ "ધર્મયોગી એમ ઓચરે" એરાગ.

તારા અંત્તરઃપુરની બહાર એનો જીવ નહિ જશે રે,
થોડો કાળ વિતે ફરીનેજ પતિ તારો જીવશે રે.
એવી ધીરજ આપી વિદાય દેવી ત્યાંથી થયાં રે,
સગાં સ્નેહી સબંધી સર્વ ધીરજ દઈને ગયાં રે.
લીલા બેઠી ધરીને ધીર વિશ્વાસે વિમાસતી રે,
હરિ સુખની દેવીમાં છે ધ્યાન મગ્ન સંભાર્યાં શ્રી સતી રે.

૭

લીલા સંભારે દેવી સતી, દુઃખે દુર્બળ નિર્બળ અતિ,
ધ્યાન ધર્યું અંબા કેરૂં, આવ્યાં અંબા થઈ લીલા ભીરૂ. ૧

કરૂણાના શબ્દ જગદંબા વદે, અરે લીલા શીદ દુઃખી છે હૃદે,
કેમ સંભારી બેની તેં મને તું શીદ શોચ કરે છે તને. ૨

આ સંસાર જાણ મીથ્યા પ્રબળ, જેવું છે ઝાંઝવાનું જળ,
માટે બ્રહ્માનંદમાં આનંદ માનો, શોચ ઉદવેગ મનનો ટાળો. ૩

લીલા કહે હે "દેવી મારી, હું દીન બાળા છું તમારી,
કરૂણા કરી કહો મને સતી, ક્યાં છે મારા પ્રાણના પતિ. ૪

કહો તે ક્યાં છે ને ક્યાં રહે, કહો શું કરે છે તે વીયોગને સહે,
મને તેડી જાઓ તેની પાસે, માતા મેં બોલાવ્યાં એજ આશે." ૫

---

૭ ચોપાઇ.

દેવી કહે "દુર નથી છે નીકટ, પણ જોવું એ તારે વિકટ,
તને સંપૂર્ણ જ્ઞાન જો પુત્રી થાય, તો તે તારાથી જોવાય. ૬

તને થશે મારી કૃપાથી જ્ઞાન, તને થશે તારા પતિ સ્થાનનું ભાન,"
એમ કહી થયાં દેવી અંતરધ્યાન, લીલાને શીખવી સમાધી જ્ઞાન. ૭

સમોધીમાં જુવે સહુ ભાવી, લીલા બેઠી સમાધી ચઢાવી,
લીલા જુવે પદ્મરાજાનો અવતાર, બીજે જન્મે વિદુરથ સાર. ૮

થયો રાજા સિંહાસને સોહ્ય, સભાજન સાથે બેઠો જોય,
કરે રાજ કાજની વાતો, સમાધીએથી જુવે લીલા તે તો. ૯

લીલા અદૃસ્ય સહુથી રહી, પદ્મરાજાની સભામાં ગઇ,
તેજ પદ્મરાજા લીલા જુવે, તેજ સભાજન દેખે સરવે. ૧૦

પદ્મરાજા જીવતાં જે હતું, તેનું તેજ જોઈ મન ભમતું,
પામી વિસ્મય લીલા રાણી, ગહન ગતિ નહિ કાંઇ જાણી. ૧૧

એવે દેવીની કૃપા થઇ, સમાધીમાંથી લીલા જાગી ગઇ,
વિચારે સર્વ વાત જે જોઈ, જાગી જુવે તો મીથ્યા મોહી. ૧૨

દુઃખી હૃદય થયું લીલાનું, જ્ઞાન ગયું દેવીએ કહ્યાનું,
સહુ સખીઓને બોલાવી કહે, મારૂં અંતર અતિ દુઃખ સહે. ૧૩

મારા પતિના સિંહાસન પાસે, મને તેડી જાઓ ઉલ્લાસે,
શું જોયું મેં તો તે સાચું, જોવું મારે ત્યાં જઇ પાછું. ૧૪

જગતમાં ભ્રમ મારો ટળે,
અજ્ઞાનથી અંતર છે બળે. લ૦ ૧૨

જગત સર્વ માયામાં ગળે,
હરિસુખની દેવી સમજાવો મને." લ૦ ૧૩

૯

"સાંભળ લીલા વાંણી મારી, સાચી કહું છું તુજનેજી,
પૂર્વ જન્મ તારાની વાતો, જે સંભળાવું તુજને સાંભળ શાણીજી. ૧

બહુ જ્ઞાનીને ધ્યાની પૂરણ, વસિષ્ટ બ્રાહ્મણ એકજી,
પત્નિ તેને અરૂંદ્ધતિ નામે, બહુ ગુણશીલ જાણે વિવેક. સાં૦ ૧

પતિ પત્નિમાં સ્નેહ અલૌકિક, સુખ શાન્તીમાં રહેતાંજી,
વસિષ્ટ બ્રાહ્મણ પર્વત ઉપર, આનંદમાં છે બેઠાં. સાં૦ ૩

તે માર્ગે એક વૈભવી રાજા રાજવૈભવમાં જાયજી,
મૃગયા કરવા માટે ચાલ્યો સાથે નિજ સૈન્યાય. સાં૦ ૪

બહુ વૈભવ રાજાનો દેખી, વસિષ્ટનું મન મોહ્યુંજી,
રાજદંડને સુવર્ણ આસને સુખ અખુટ છે જોયું. સાં૦ ૫
વસિષ્ટને મન ઇચ્છા થઇ કે, હું આવું ક્યારે પામુંજી,
રાજા થઇ આવું સુખ લઇને ક્યારે સુખથી વિરામું. સાં૦ ૬

---

૯ સાંભળ રે તું સ્વજની મારી, એ રાગ.

રાજાનું સુખ જોઇ વસિષ્ટે એજ સંકલ્પ છે કીધોજી,
સ્વધર્મે વર્તિ જીવતર ગાળ્યું, સુપંથેથી તપ કીધો. સાં૦ ૭
એવે વૃદ્ધાવસ્થા આવી, કાળે તે ઘેરાયોજી,
આવ્યું તેડું ઇશ્વરનુ વસિષ્ટનો દેહ મુકાયો. સાં૦ ૮
તપ કીધો તેં વશ કરવા મને, તેવો અરૂંદ્ધતિએ કીધોજી.
અરૂંદ્ધતિને મેં તુજ માફક, પ્રસન થઈ વર દીધો. સાં૦ ૯
તેજ વસિષ્ટ આપ મન સંકલ્પે, થયો પદ્મરાજનજી,
વળી અરૂંદ્ધતિ રાણી લીલા આ જન્મે થઇ માન. સાં૦ ૧૦
વસિષ્ટના ઘરને ધન સરવે છે તે પહાડી ગામની માંહ્યજી,
મરણ પામ્યા ને આઠમો દિન તો આજે તેનો થાય. સાં૦ ૧૧
તે રાજા આ પદ્મરાય તો વળી થયો દેહ કાળજી,
તેજ ફરી તેં દિઠો, દ્રષ્ટિએ સમાધીમાં મારી બાળ. સાં૦ ૧૨
આઠ દિવસમાં ત્રણ દેહ ધરી છે, જુજવી જુજવી જ્ઞાતેજી,
જગતની અકળીત લીલા છે, એવી માયાની સહુ ભ્રાંતી. સાં૦ ૧૩
અલૌકિક આ બ્રહ્માન્ડ તે છે, માયાથી પથરાયુંજી,
હરિસુખની દેવી કહે લીલાને, એ માયાથી મન ન જીતાયું." સાં૦ ૧૪

૧૦

લીલા બોલી ફરી શિષનામી, સર્વ સાંભળી વિસ્મય પામી;
"જીવ બ્રાહ્મણનો ભમે ત્યાંય, કેમ અહીયાં રાજા સંભવાય. ૧

એતો લાગે છે સર્વ અસત્ય દેવી સમજાવો તમે સત્ય;"
દેવી કહે "સાંભળ સતી એ સમજવું વિકટ અતિ. ૨

જેને થયું હોય બ્રહ્મ જ્ઞાન, તેને આવે તદાકાર ભાન;
તોપણ મારી શિષ્યા તું છે જાણી, હું સમજાવું પ્રેમઆણી. ૩

હતી વસિષ્ટને બહુ મન ઇચ્છા, રાજભોગ તણી મન તૃષ્ણા;
થાય અવસાને જેવી મતી, કર્મ બંધે મળે તેવી ગતિ. ૪

તે વસિષ્ટનો જીવછે જેહ, જુએ હૃદય આકાશમાં એહ;
પામી આગલી સ્મૃતિ ભંગ, બીજી સ્મૃતિએ ભાસે અંગ. ૫

લીલા કહે "અહો દેવી, સતી મને વિસ્મય થાયછે અતિ;
તમે કહોછો થયા દિન આઠ, એને દેહ છોડયાને આજ. ૬

એ બ્રાહ્મણ ને બ્રાહ્મણી, અમે આવ્યાં અહી રાજા બની;
કેમ સંભવે એવું મન, બહુ વર્ષથી ધાર્યું છે તન." ૭

કહે દેવી "હે સાંભળ સતી, ગુઢ જ્ઞાન વિચારવું અતિ;
જીવ ભ્રમણાએ જુવે છે સર્વ, દેહ આદિનો કરે છે ગર્વ." ૮

---

૧૦ ઓખાહરણનો રાગ.

વિધ વિધ જ્ઞાન તણો ઉપદેશ, કીધો દેવીએ ત્યાં વિશેષ;
ત્રણ જન્મનું કરાવી જ્ઞાન, શીખવી સમાધી નિર્વાણ. ૯
લીલા ત્રિભૂવનમાંહી ફરી, સુક્ષ્મ દેહ ઇચ્છાથી કરતી;
દેવીકૃપાએ ભ્રાંતિ ભાંગી, જ્ઞાન માર્ગે વિચરવા લાગી.૧૦
પદ્મરાય થયો સજીવન, તેની દેહમાં આવ્યું જીવન;
કીધો ફરીને રાજ્યાભિષેક, વાત સાંભળી ધારી વિવેક.૧૧
જન્મ મરણ તણી વાત જાણી, પદ્મરાજાએ લીલા વખાણી;
લીલારાણી ને પદ્મરાજા, જીવન મુક્ત થયાં સત્યે સાચાં.૧૨
દેવી કરૂણાને ઉત્તમ ઉપદેશ, લીધો દંપતિએ તો વિશેષ;
આત્મજ્ઞાન પામીને ઉર, પાળે ધર્મનિતિએ પૂર.૧૩
એંશીહજાર વર્ષ સુધી કીધું રાજ, શિરે શોભાવ્યું સત્યનું તાજ;
સતી નિજ તપથી પતિસુખ પામી, થયાં પ્રસન્ન દેવી કલ્યાણી.૧૪
પવિત્ર પત્નિએ પતિનું આયુષ, સતી પત્નિએ અતિ સુખ;
પત્ની સતીએ પતિ બળવાન, પત્નિ સતીએ પામે નિર્વાણ.૧૫
પત્નિ સતીએ ધર્મ અર્થ કામ, પત્નિ સતીએ પામે બ્રહ્મજ્ઞાન;
લીલા પદ્મરાજા પુન્યશાળી, આત્મજ્ઞાને થયાં ભાગ્યશાળી.૧૬
હતાં ઉભય દંપતિ બહુ શુદ્ધ, દેવી કૃપાએથી થયાં મુક્ત;
જન્મ મરણની ભિતિ ટાળી, હરિસુખસ્વામીમાં વૃત્તિને વાળી.૧૭

# રામ ચરિત્ર.

૧

સૂર્યવંશી છે રાય દશરથ નામેરે,
કૌશલ્યા તેની નાર શુભ સ્વભાવેરે;
સતી સાધવી નાર પૂન્ય પ્રતાપેરે,
જન્મ્યા શ્રી રાઘવરાય ઈશ્વર આપેરે. ૧
પ્રથમે પ્રગટ્યા શ્રી રામ અનુપમ રૂપેરે,
દીધું કૌશલ્યાને દર્શન દેવ સ્વરૂપેરે;
કહી ઉત્તમ મુખથી શીખ પૂર્વ જન્મોનીરે,
પછી થયા બાળસ્વરૂપ નાખી મોહનીરે. ૨
પ્રગટ્યા શ્રી પૂરણ કામ દશરથ ધામેરે,
સૃષ્ટિમાં થયા વિખ્યાત રામજી નામેરે;
દ્વાપરમાં [1]રામાવતાર તેની ગાથારે,
સુરનર મુનિવર સહુ ગાઈ સુખીયા થાતારે. ૩
ઋષિ વસિષ્ટ પાસે જ્ઞાન લીધું રામેરે,
નિર્લેપી થઈ સંસાર રામજી ખેલેરે;
થયા પ્રવિણ રામજી આપ તત્વ વિદ્યાથીરે,
સુણી વિધ વિધ જ્ઞાન વિવેક વશિષ્ટમુખેથીરે. ૪

---

૧ " પટવાની પણ પ્રીત પટવે ભૂલીરે " એ રાગ.

પૃથ્વીનો હળવો ભાર કરવા જન્મ્યારે,
સચરાચર રામ અવતાર થયો સૃષ્ટિમાંરે;
હરિસુખના છે શ્રી રામ સમરો મુખેરે,
ભવસાગર તારણ નાવ સમરો સુખેરે. ૫

૨

એક સમે આવ્યા વિશ્વામીત્ર,
જેણે આદર્યો યજ્ઞ પવિત્ર;
કરતા યજ્ઞમાં અસુર રંજાડ,
પાડે યજ્ઞમાં મહા ભંગાણ. ૧

આવ્યા દશરથ પાસે ઋષિ,
ઋષિને જોઇ દશરથરાય ખુશી;
ઋષિને બેસાડ્યા આસન આપી,
કીધું પૂજન દક્ષણા આપી. ૨

પુછે દશરથ રાય કુશળ ક્ષેમ,
" કહો ઋષિ તમે આવ્યા કેમ ? "
વિશ્વામીત્ર કહે "કરૂં છું યજ્ઞ,
તેમાં અસુરો કરે છે ભંગ. ૩

૨ ચોપાઇ.

તેની રક્ષા માટે મારે કામ,
યજ્ઞસ્થાને આવે લક્ષ્મણ રામ;
સાંભળી વશિષ્ટની એ વાણી,
આવ્યાં દશરથ નેત્રોમાં પાણી. ૪

થયું અંતર બહુ વ્યાકુળ,
દુખી દિલ તે પ્રેમનું મૂળ;
ક્ષત્રિ ધર્મે અનુસરી રાય,
ધૈર્ય ધારી કરે આજ્ઞાય. ૫

" રામ લક્ષ્મણ જાઓ તમે આપ,
વશિષ્ટ ઋષિ આવ્યા તેની સાથ; "
ધનુષ બાણ લઈને હાથે,
આજ્ઞા થતાં ગયા ઋષિ સાથે. ૬

રામ લક્ષ્મણે રાક્ષસને મારી,
મહાયજ્ઞની રક્ષા કરી;
વળી મારી તાડીકા રાક્ષસી,
સુખ શાન્તી પામ્યા સહુ ઋષિ. ૭

વિશ્વામીત્ર સંતોષ્યા મન,
થયા રામ લક્ષ્મણથી પ્રસન્ન;
હરિસુખ સ્વામિ શ્રી પૂરણ કામ,
નમો નમો શ્રી સીતા ને રામ. ૮

## સીતાનો સ્વયંવર.

૩

મિથીલાપૂરીમાં સ્વયંવર રચીયો, સીતાજીને કાજેજી;
દેશ દેશના રાજા મળીયા જનકરાયને દ્વાર સીતા વરવાજી. ૧

જનકરાયજીએ હોડ કરી "જે ત્રંબક ત્રોડે જેહજી,
તેને મારી કન્યા આપું સીતા સાધવી જેહ. સી૦ ૨

સીતા સમોવડ શુરો ક્ષત્રી તે થાયે જમાત્રજી,
ભરી સભામાં શુરવીર બેઠાં, આ ત્રંબક કોણ માત્ર." સી૦ ૩

વારા ફરતી સહુ શુરવિરો ત્રંબક લેવા ઉઠયાજી,
માનભંગ થઇ બેઠા સર્વે કો ગર્વિ મન રૂઠયા. સી૦ ૪

વસિષ્ટ સાથે રામને લક્ષ્મણ મીથીલાપૂરી આવ્યાજી,
ગૌતમ સ્ત્રી અહલ્યા થઇ શલ્યા, તેના શાપ ઉતાર્યો. સી૦ ૫

શાપ હતો ગૌતમ ઋષિ કેરો, એ અહલ્યાને માથેજી,
રામ ચરણ અડતાં મુકાશે, શાપ થકી તે આપે. સી૦ ૬

શાપ મુકત કરવા અહલ્યાને રામે પાવ સ્પર્શ કીધોજી,
શીલા મટી અહલ્યા થઇ આપે દીવ્ય દેહ ત્યાં દિધો. સી૦ ૭

૩ "સાંભળરે તું સજની મારી" એ રાગ.

અહલ્યાને ઉદ્ધારી રામે ત્યાંથી આગળ ચાલ્યાજી,
જનકરાયને મંદિર આવ્યા, વિશ્વામિત્ર ત્યાં લાવ્યા. સી૦ ૮

ભરી સભામાં આવી પોતે, ત્ર્યંબકને ઉપાડ્યુંજી,
તરણા તુલ્ય લઇને મચ્છ વિંધ્યો પોતે રૂપ પ્રકાશ્યું. સી૦ ૯

સીતાએ વરમાળ આરોપી તન મનથી હરખાયાંજી,
દેશ વિદેશના સરવે રાજા નિરાશ થઇને ચાલ્યા. સી૦ ૧૦

રાય જનકે કન્યાદાન દીધું સીતા રામને વરીયાંજી,
હરિસુખને તારણ સીતારામજી અયોધ્યા જવા સંચરીયાં. સી૦ ૧૧

## રામનો ને પરશુરામનો મેળાપ.

## રામે પરશુરામનું તેજ લીધું.

૪

ભૂપ રાઘવ લક્ષ્મણ સીતા સતી,
પરણી સતી જાય અયોધ્યા પતિ;
બહુ હર્ષ ઉમંગથી પંથ પળે,
પરશુરામ માર્ગની માંહી મળે. ૧

૪ તોટક.

કરી પૃથ્વી નક્ષત્રીજ જેણે હતી,
એકવીશ વખત તે ગર્વિ અતિ;
નથી હું સમ તેજ કે બળ કંઇ,
હું સમાન ભુમિ તલમાં કો નહિ. ૨

ગર્વ ગંજન રામજી જાણે સહુ
ગર્વ છેદવા અંતરમાં છે લહ્યું;
બધું તેજ ને બળ હરિ હું લઉં,
ભય વિન ફરે ધરે ગર્વ બહુ. ૩

કરી એજ વિચાર શ્રી સામા ગયા,
પરશુરામ મોહથી ગ્રસ્ત થયા;
લઇ બાણ ચઢાવ્યું છે ચાપ મહિ,
હરિસુખના દેવને જાણ્યા નહિ. ૪

૧*બાણ ચઢાવ્યું મારવા, નવ ઓળખ્યા કિરતાર;
હામ સહુ હારી ગયો, પરશુરામ જે વાર. ૧
ઓળખીયા રઘુવરને, શરમાયો શુરવીર;
હસી હેતથી જઇ મળ્યા, હરિસુખ દેવ દે ધીર. ૨

૨*સામા ચાલ્યા રામજી ભેટવાને, હેતે મળીયા પરશુરામજીને,
લીધું પરશુરામનું તેજ સર્વ, નિસ્તેજેથી મુકીયો મન ગર્વ. ૧

---

૧* દોહરા. ૨* શાલિની.

તોડી ભાંગ્યા હાડને ગર્વ સહેજ, કીધા પરશુરામને વિનતેજ,
ત્યાંથી ચાલ્યા નિજ પુરીનીમાંય, હરિસુખના દેવ આનંદી થાય. ૨

૩*માતા પિતાને મળીયા, આવી અયોધ્યા નિર્વિઘ્ને પાછા,
હર્ષ સહુ અંતર છે, દશરથ રાય તણી પુરી આશા. ૧
દશરથ મન વિચારે, હવે રાજ હું સોંપુ રામહાથે,
નિવૃત્તિએ બેસું, હરિસુખ પ્રભુને સેવું હું આપે. ૨

૫

રાય દશરથ બેઠા સભા ભરીરે લોલ.
શ્રી રામજીને આપવા રાજ આનંદ કરીરે લોલ. ૧
એવે કૈકેયીએ વિચારીયુંરે લોલ,
પૂર્વે આપેલો કોલ લેવા ધારીયુંરે લોલ. ૨
કૈકેયી કહે દશરથરાયનેરે લોલ,
"સ્વામી સંભારો આપેલું વચન તેરે લોલ. ૩
રાય દશરથ "કહે માગો આ ઘડીરે લોલ,
તેને માગ્યું દેવાની પ્રતિજ્ઞા કરી રે લોલ. ૪
કહે કૈકેયી "રામ જાય વનમાં રે લોલ,
આપો ભરતને રાજ તો હું આનંદમાંરે લોલ. ૫

૩* ગીતિ. ૫ "હવે કોણ જાય કાશી ચિંતા ટળીરે લોલ" એ રાગ.

સુણી દશરથને મુર્છા હવી રે લોલ,
અરે કૈકેયી ક્રુર તો તું કેમ થઇરે લોલ. ૬

રાય દશરથે નિજ કોલ પાળીયો રે લોલ,
રામ લક્ષ્મણને વનવાસ આલીયોરે લોલ. ૭

ગયા રામ વનવાસ સીતા સાથ છે રે લોલ,
રામ સાથે ચાલ્યા લક્ષ્મણ ભ્રાત છે રે લોલ. ૮

રાજ્યાસને બેસવાને ભરતને કહ્યું રે લોલ,
ભરતજીએ લીધો ભેખ કહ્યું ના લહ્યુંરે લોલ. ૯

રામ પાદુકા બેસાડીને રાજ્યાસને રે લોલ,
ચાલ્યા ભરતજી અયોધ્યા છોડીને રે લોલ ૧૦

રામ નામનો કરે છે જપ વનમાં રે લોલ,
રહ્યા તન મન અર્પી હરિસુખ દેવમાંરે લોલ, ૧૧

## રાક્ષસનો વધ, સીતા હરણ.

૬

રામ લક્ષ્મણ સીતાજી ચાલ્યાં રે,
રાયદશરથે પ્રાણ છે છાંડ્યા રે;

---

૬ રાગ—પંદર તિથિનો.

રામે વિધિએ શ્રાદ્ધ કરાવ્યાં,
કહે પ્રભુ ભાવી છે બળવાન રે. ૧

સરભંગ ઋષિને આશ્રમે આવ્યા રે,
મારી વિરાધ સીતાજી મુકાવ્યાં રે;
પાછા પંચવટીમાં છે આવ્યા,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૨

રામ લક્ષ્મણ સીતાજી સાથે રે,
રમે રમત ચોપાટની આપે રે;
ત્યાં તો સોનાનો મૃગ એક આવે,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૩

હતો રાવણનો તે ભાઇ રે,
કરી સીતાને હરવા ઠગાઈ રે;
મૃગ કીધો રાવણે નિજ ભાઇ,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૪

સીતા કહે સુવર્ણ મૃગ જોઇ રે,
સ્વામી લાવો એ મૃગને સાહી રે;
મારૂં મનડું રહ્યું છે મોહી,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૫

રામે સીતાજીને સમજાવ્યાં રે,
આવા મૃગમાં તે શું લોભાયાં રે;

આ મૃગની માયાવી છે કાયા.
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૬

સીતા "કહે પ્રભુ તમને યાચું રે,
આવે આ મૃગ તો મન રાચું રે;
તમો સર્વ આપો છો મન માગ્યું,"
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૭

મૃગ મારવા રામજી ચાલ્યા રે,
સીતા લક્ષ્મણજીને ભળાવ્યાં રે;
મૃગે મરતાં તે ભરમે ભુલાવ્યા,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૮

"અહો લક્ષ્મણ લક્ષ્મણ આવો રે,
મૃગ પાસેથી મને મુકાવો રે;
તમે ઘડીએ નહિ ખોટી થાઓ,"
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૯

સીતાજી કહે "લક્ષ્મણ જાઓ રે,
તમારા બંધુની વહારે ધાઓ રે;
મૃગને મારીને સુખીયા થાઓ,"
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૧૦

હઠ સીતાએ બહુ જ્યારે કીધી રે,
આણ મહુલીએ રામની દીધી રે;

ગયા લક્ષ્મણ લીધી વાટ સીધી,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૧૧

ગયા લક્ષ્મણ રાવણ થઇ સાધુ રે,
આવ્યો ભિક્ષાનું પાત્ર છે લીધું રે;
સીતા હરવા કપટ રૂપ કીધું,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૧૨

" અહો સાધ્વી ભીક્ષા આપો રે;
તમ આંગણે સાધુ છે આવ્યો રે,
અહો સીતાજી ભિક્ષા લાવો;"
પ્રભુ કહે ભાવી છે બળવાન રે, ૧૩

સીતા સાધ્વી ભિક્ષા આપે રે,
લીધાં રાવણે ઉચકી બાંધે રે;
હરિ ગયો સીતાજીને સાથે,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૧૪

સીતાં કરે કલ્પાંત "હાય હાય રે,
શ્રી રામ હવે શું થાય રે;"
કરે રૂદન હવે શું થાય,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૧૫

સીતા છાયા ચાલી રાવણ સાથે રે,
રામ હૃદયે રહ્યા સીતા આપ રે;

હરિસુખ ગહન ગતિ વિશ્વનાથ,
પ્રભુ કહે ભાવી છે બળવાન રે. ૧૫

## રામજીનું પંચવટીમાં આવવું.

૭

મૃગરૂપ રાક્ષસ મારીને, રામ મઢુલીમાં આવે. મૃગ૦ ૧
આવી જુએ સીતા નવ મળે, લક્ષ્મણ કરવું શું હાવે,
સીતા સીતા કહી પોકારતા, આંખે આંસુડા આવે. મૃગ૦ ૨
શોધી વળ્યા તપોવન બધું, રામજી આગળ ચાલ્યા,
રામ લક્ષ્મણ સીતા શોધતાં, કીષ્કીંધામાં આવ્યા. મૃગ૦ ૩
વાનરની કરી દોસ્તીને, માર્યો વાનર વાળી,
રાજ્ય સુગ્રીવને આપીને, તેને તારા પરણાવી. મૃગ૦ ૪
સમુદ્રમાં બાંધી પાજને, લંકા જવા વિચાર્યું,
હનુમંતે હાંમ ભીડી, કે સીતા શોધીને લાવું. મૃગ૦ ૫
પ્રથમ ગયા હનુમંત તે, શોધ સીતાની લાવ્યા,
અશોક વાડીમાં એકલાં, કરે રૂદન સીતા મા. મૃગ૦ ૬
રામ ને લક્ષ્મણ આવીયા, લંકા ગઢ માંહી,
યુદ્ધ કર્યું અસુર સાથ ત્યાં, રાવણ નાખ્યો છે મારી. મૃગ૦ ૭

---

૭ " પટોરે પોપટ રાજારામના " એ રાગ.

વિભિક્ષણને રાજ્ય આપીયું, મંદોદરી સાથે,
સીતાજીને લઇ આવીયા, રામ અયોધ્યા આપે. મૃગ૦ ૮

અગ્નિ કુંડ રચાવીને, સીતા અગ્નિમાં નાહ્યાં,
શુદ્ધ કીધું શરીરને, રામે સીતા સ્વીકાર્યાં. મૃગ૦ ૯

રાજ્ય કરે છે રામજી, નિતિ ધર્મથી પોતે,
હરિસુખ દેવ શ્રી રામજી, પ્રજાપાળ છે આપે. મૃગ૦ ૧૦

## નગર ચર્ચા.

૮

એક અનુચરને કીધી આજ્ઞાય, નગર ચરચા જોવા તે જાય;
રામજી આજ્ઞા છે નિત્ય એવી, ચરચા જોવી ને તે આવી કેવી. ૧

છે પ્રજા સુખી કે દુઃખી, મારી નિન્દા કરે છે કે સ્તુતિ;
પૂછે રામ અનુચરને રોજ, જે ચર્ચા જોઈ તે કહોજ. ૨

અનુચર કહે શ્રીપતિ, મુજ મુખે કહેવાતું નથી;
એક ધોબી નિજ સ્રીને વઢે, મુખથી એક વચન તે કહે. ૩

"અરે લંપટ નારી ન જાણ, તને રાખીશ કરી વખાણ;
એ તો રામજી સીતાને રાખે, મારા જેવો તો તુર્ત ત્યાગે." ૪

---

૮ ચોપાઇ.

સુણી અંત્યજની આ વાણી, રામજીને નેત્રોમાં આવ્યાં પાણી;
લક્ષ્મણજીને કહે રામ, "બંધુ તમે કરો આ કામ. ૫

મુકી આવો સીતાજીને વનમાં, હવે કામ નથી એનું ઘરમાં;"
સગર્ભા સીતાજીની જાત, જાણે નહિ કશીએ તે વાત. ૬

લક્ષ્મણ ચાલ્યા સીતાજીને લઇ, વાત વનમાં સીતાજીને કહી;
થયાં સીતા મન વ્યાકુળ, જાણે વિંધાય સર્વાંગ શુળ. ૭

રામ આજ્ઞાને થઇ આધિન, રહ્યાં વનમાં સીતા થઇ ખીન;
ગયા લક્ષ્મણજી મુકીને સીતા, વાલ્મીક ઋષિ સંભાળે સીતાને ત્યાં. ૮

## સીતાનો શોચ.

૯

સીતા કરે શોચ અંતરે "કીયાં પાપ આ આવ્યાં;
કોણે ભમાવ્યા ભરથારને મારા રામ રીસાવ્યા. સી૦ ૧

અરે રે દૈવ આ શું થયું, મારા રામ રીસાવ્યા;
શોરે કીધો અપરાધ મેં રામે સ્નેહ તજાવ્યા. સી૦ ૨

ધોબી વેરી મારો પુર્વનો, મારા રામ રીસાવ્યા;
અવગુણ ગાયા શ્રીરામના, પૂર્વના વેર વાળ્યાં. સી૦ ૩

૯ "પધારો પોપટ રાજા રામના." એ રાગ.

ધરતી મારગ મને આપજો મારા રામ રીસાવ્યા,
સતીને આજ સંતાપ છે કુડાં કલંકો આવ્યાં. સી૦ ૪

ઘટે નહિ રાઘવનાથજી આમ કપટ કરાવ્યાં,
દોશ મારા શા આવીયા, મારા રામ રીસાવ્યા. સી૦ ૫

દીન દયાળે દયા તજી, કેમ નિર્દયતા લાવ્યા,
ભાવી ભુતળે બળવાન છે મારા રામ રીસાવ્યા. સી૦ ૬

દૈવ કોપ્યો કોપ્યા રામજી કરૂં કોનાથી દાવા,
સુખની ઘડી થઇ સ્વપ્નાસમી,મારા રામ રીસાવ્યા. સી૦ ૭

જનક વિદેહી જેના તાત છે, સ્વામી રામજી કાવ્યા,
હરિ સુખ સ્વામીએ શું કર્યું, મારા રામ રીસાવ્યા." સી૦ ૮

## સીતાને વાલ્મિકનો બોધ.

૧૦

વાલ્મિક બોધ કરે રે સીતાજીને વાલ્મિક બોધ કરે રે,
"સુખ દુઃખ વારા ફરતી છે છાયા, માયાનું બંધન નડેરે;
સંસારનું સુખ મૃગજલ જેવું જ્ઞાને વિરકત થશેરે. સી૦ ૧

રામ સ્મરણ કરી રહે સતી અહિંયા શાંતિ તુજને થશેરે,
લવ કુશ પુત્ર બે તુજને થાતાં, રામનો સ્નેહ હશેરે; સી૦ ૨

---

૧૦ 'દેખત શામ હશેરે સુદામાકું'" એ રાગ.

કાળ અનુસારે સંયોગ પાછો રામથી તુજને હશેરે,
હરિસુખસ્વામી પ્રસન થશે, સત્ય પ્રગટ તુજ થશેરે." સી૦ ૩

## લવકુશનો વિદ્યા અભ્યાસ.

## સીતાજીને ધરતીમાં જવું–રામનો સ્વધામ વાસ.

૧૧

થયા સીતાને લવ કુશ પુત્ર પ્રતાપી રામનો અંશ,
સ્વરૂપે બીજા દીસે રામ, રૂપ ગુણે રામ સમાન ૧
ઋષિ વાલ્મિક રામાયણ ભણાવે સાથે શસ્ત્ર વિદ્યા શીખાવે,
થયા કુશળ બાળ યૌવન. વિદ્યાવંતા ક્ષત્રીના તન. ૨
રામે યજ્ઞ કીધો જે વાર, કીધી સુવર્ણ સીતા તે વાર,
આવ્યા વાલ્મિક યજ્ઞમાં આપે, લવ કુશને લઇને સાથે. ૩
વાલ્મિકે સંભળાવ્યું રામાયણ, લવ કુશ પાસે પ્રેમ પરાયણ,
રામજીએ પુત્ર પોતાના જાણી, આવ્યાં નેત્રોમાં હર્ષ પાણી. ૪
વાલ્મિક કહે "અહો શ્રીરામ, સતી સીતા છે શુદ્ધ તમામ,
તેને સ્વિકારો તમે આપ, ટળે સતીનો સંતાપ. ૫
સતી સીતાને ઋષિએ તેડાવ્યાં, ભરી સભામાં સીતા આવ્યાં,
કર્યાં રામને પ્રેમે પ્રણામ, હસ્ત જોડી ઉભા તે ઠામ. ૬

---

૪ ચોપડું

કહે રામ "સભા સહુ કહે, સીતાજીને સ્વિકારો ની હવે,
તો હું સ્વિકારૂં સતી નાર, મારે સીતા છે પ્રાણઆધાર." ૭

સભા નીચું જોઇ રહી મૂન્ય, નવ વદે કો કાંઈ વચન,
સીતાજી કહે "ધરતી માત, મને આપજો માર્ગ સાક્ષાત. ૮

હું તો તારી પુત્રી હોઉં જો સતી, તો તું આપજે માર્ગ માં ધરતી;
મારા શીરપર આવ્યું છે આળ, ધરતી માતા હવે તે ઉતાર. ૯

ધિક જીવવું અપમાન પામી, જેને સ્વીકારે નહિ સ્વામી;"
સુણી સીતાની આતુરવાણી, માતા પૃથ્વીએ તો મહેરઆણી. ૧૦

પૃથ્વી ફાટી થયા બે ભાગ, સીતા તેમાં સમાયાં મહા ભાગ,
સતી પૃથ્વીતળ ઉતરતાં, સભા સર્વને આશ્ચર્ય કરતાં. ૧૧

થયો સભામાં બહુ પોકાર, ધન્ય ધન્ય સતી સીતા નાર,
સતી સીતાજી ગયાં સ્વધામ, રહી પૃથ્વીએ કીર્તિ તમામ. ૧૨

રામે કીધું બહુ કાળ રાજ, પછી પુત્રોને સોંપ્યું તાજ,
રામજી આપે સ્વધામે જાય, પૃથ્વો કાર્યો કરી કરી સાહ્ય. ૧૩

# વેન રાજા.

૧

અત્રિ વંશે, અંગરાય થયે ધર્મી જ્ઞાની રૂડો,
સુનિધા રાણી છે જેની, બહુ પવિત્ર વૃત્તિ છે તેની;
તેને "વેન" પુત્ર થયો વેની. અત્રિ૦ ૧

વેન પુત્ર પાપી ને ઉન્માદી, હતો ક્રુર પશુઓનો ઘાતી,
વેન વેરી સહુ મનુષ્ય જાતી. અત્રિ૦ ૨

માબાપની આજ્ઞા નવ પાળે, મસ્તીમાં દિવસો ગુજારે,
રમતાં બાળકને મુંજાવે, અત્રિ૦ ૩

રમવા જાયે બાળકો સાથે, ઝાલે તેને ભીડી બાથે,
ઉચકી નાખે કુવામાં હાથે. અત્રિ૦ ૪

આ ક્રુર કર્મ જોઇ વેનતણું, અંગરાય દુભાયો મન ઘણું,
અરે આ વેનને તે શું દંડ કરૂં. અત્રિ૦ ૫

બહુ દુઃખે જ્ઞાન થયું મનમાં, નિશ્ચય કીધો જાવું વનમાં,
દુઃખે વૈરાગ વ્યાપ્યો અંગો અંગમાં. અત્રિ૦ ૬

---

૧ " સુણો પ્રીન્સ રૂડા " એ રાગ.

સુતી મુકી નિજ સુનિધા, નિદ્રાવશ છે અનુચર બધા,
અંગરાયે વનના માર્ગ લીધા. અત્રિ૦ ૭

વહાણું વાયું થયો હાહાકાર, કયાં ગયો રાય થયો પોકાર,
બહુ શોચ થયો રાજદ્વાર. અત્રિ૦ ૮

રૂવે રાણી દાસી રખેવાળ, પોકાર ઉઠયો પ્રાતઃકાળ,
આવ્યો અંગરાય વિના કાળ. અત્રિ૦ ૯

અંગરાયની શોધ કરવા ચાલ્યા, જેમ ગયા તેમ આવ્યા ઠાલા,
પણ અંગરાયને નવ લાવ્યા. અત્રિ૦ ૧૦

અનુચર ઋષિઓને કહે પ્રણામી, અંગરાયની ભાળતો ના આવી
અરે ધર્મી રાય ગયા ત્યાગી. અત્રિ૦ ૧૧

હરિસુખસ્વામિ જો સાહ્ય કરે, અંગરાજા આપણો પાછો ફરે
રાજા વિન રૈયત દુઃખી અરે. અત્રિ૦ ૧૨

## વેનનો રાજ્યાભિષેક.

૨

ભૃગુ ઋષિએ તેડીયાં, સુનિધા રાણીનેરે;
કરે વિચાર કરવું કેમ, પુછે દુઃખ પામીનેરે. ૧

---

૨ " ગર્ભયોગી એમ બોલીયા " એ રાગ.

રાજગાદી સુની પડી આજ અંગરાજા વિનારે;
થશે શહેરમાં મહા ઉતપાત જામે જુથ શત્રુનારે. ૨

"અહો મંત્રી અને સભાજન સાંભળો જે કહું રે;
રાજ વિના સુને આસન પ્રજા પીડે બહુરે. ૩

તેથી વેનને આપીએ રાજ સારો દીન જોઇનેરે;
થશે શાન્તિ સહુ સ્થળ માંહ્ય નહિ કષ્ટ કોઇનેરે." ૪

ભૃગુ ઋષિનું સાંભળી વચન સભા સહુ ખળભળીરે;
અરે આ તે શો કીધો વિચાર ભયભિત થયા સાંભળીરે. ૫

સભાજન કહે નારે ના એને રાજ આપવું રે;
આવા પાપી ક્રુર ને શિર નથી તાજ સ્થાપવું રે. ૬

મતફેર થયા સહુ તોય, મૂહુર્ત શુભ જોઇનેરે;
વેનને બેસાડયો રાજ્યાસન, રહ્યા સહુ રોઇનેરે. ૭

કરે સર્વે હાહાકાર, થશે શું આપણું રે;
પ્રજા પ્રસન્ન નથી મનમાંહ્ય થતાં રાજ્ય વેનનું રે. ૮

વેને લીધું રાજનું કાજ, પ્રજાને સંતાપતોરે;
થયો ગર્વિષ્ટ એ વેનરાય, અહંકારી હતોરે. ૯

વેન જાણતો નિજ મનમાંહ્ય, ઇશ્વર હું એક છું રે;
મહા પુરૂષોને કરતો કષ્ટ, થયો મદઅંધ શું રે. ૧૦

બધે ગામમાં ફેરવી આણ "અહો ઋષિ બ્રાહ્મણરે;
નવ કરશો તમે યજ્ઞ યાગ, અને ધર્મ કર્મજ રે.૧૧

આવી વિપરીત વેનની રીત, જોઈ દુઃખ બહુ ધરેરે;
બધી પ્રજા ઋષિ મંત્રીજન, વિમાસણ છે કરેરે.૧૨

દુધ પાઇ ઉછેર્યો સાપ, દંશ તે તો મારતોરે;
આ વેને માંડયો ઉતપાત, સહુને સંતાપતોરે. ૧૩

ચાલો સર્વ મળીને આજ, વેનને સમજાવીએ રે;
સમજે તો સારી વાત, નહિ તો શીક્ષા આપીએ રે.૧૪

સહુ મળી કીધો વિચાર, ચાલ્યા રાજદ્વારમાંરે;
કરે હરિસુખ દેવની પાસ, શાન્તી સુખની યાચનારે.૧૫

## ઋષિઓએ વેનને કરેલી વિનંતિ.

૩

ઋષિઓ મળ્યા સહુ એકઠા નમી વેનને વિનતિ કરે,
વિધ વિધ પેરે વિનવી, સુમાર્ગ લેવાને કહે;
હે રાજેશ છે તું શ્રેષ્ટ રાજા વેન આ શું તું કરે,
જે ધર્મ આદિ કાળનો તેને તું શાને પરહરે. ૧

૩ " રળીયામણી ગુજરાત જોવા " એ રાગ.

આ રાજ્ય કેરો ધર્મ તું કરી ત્યાગ અવળો વિચરે,
નહિ તેજ તારૂં રહે રાજા નિસ્તેજ રાજ્યાસન ખરે;
રાજા પ્રજાનો પાળ છે, છે ધર્મ કેરો સ્થંભ તે,
તે સર્વનો તું ત્યાગ કરવા, શું કરે ધર્મનો ભંગરે. ૨

જો શાસ્ત્રને આધારથી તું રાજ તારૂં જાળવે,
બહુ વેદ યજ્ઞો યાગ થાએ વેન તારે બારણે;
બહુ તેજ તારૂં વાધશે કીર્તિ વધિને સૃષ્ટિમાં,
વળી પૂજ્ય ભાવે આવશે તું પ્રજા કેરી દ્રષ્ટિમાં. ૩

આ લોકમાં પરલોકમાં શુભશાન્તી શાન્તી પામશો,
ગૌ બ્રાહ્મણોને પાળતાં દુઃખ દેહના સહુ વામશો;
તે માટ માનો વેન રાજા, ધર્મ સર્વે સાચવો,
હરિસુખ દેવ પ્રસન થયાથી, કષ્ટ સર્વે વામશો.” ૪

## વેને કરેલો અનાદર.

૪

વેન કહે ધરીને મન ગર્વ “અધર્મી તમે મુઢ મતિરે,
આવ્યા મને શીખ દેવા સર્વ, અધર્મી૦ ૧
અહો બ્રાહ્મણ વેદ ભણનાર, અધર્મી૦ ૨

૪ “અહો દીલ્લી તખ્ત ધરનાર” રાગ.

માનો તમે અધર્મ ને ધર્મ થશે તમારી બુરી ગતિરે. ૩
તમને સંભાળે તમારો રાજન, અધર્મી૦ ૪
વળી આપે તે તમને અન્ન, અધર્મી૦ ૫
તેને ગણુતા નથી તમે ઇશ, અધર્મી૦ ૬
યજ્ઞ યાગને ગણો છો તમે ઇષ્ટ, અધર્મી૦ ૭
તમે રાજાને માનો ઇશ રૂપ, અધર્મી૦ ૮
પૂજો તમે તેને ગણી ઇષ્ટ રૂપ, અધર્મી૦ ૯
તમે નહિ પૂજો તમારો જો રાય, અધર્મી૦ ૧૦
તમારી અવગતિ અપકીર્તિ થાય, અધર્મી૦ ૧૧
વળી બગડશે તમારો આ લોક, અધર્મી૦ ૧૨
દુઃખ પામશો તમે પરલોક, અધર્મી૦ ૧૩
કહો કોણ છે યજ્ઞ પુરૂષ ? અધર્મી૦ ૧૪
અગ્નિ વરૂણ વિષ્ણુ સ્વરૂપ, અધર્મી૦ ૧૫
વળી બ્રહ્મા ને તેત્રીશ ક્રોડ દેવ, અધર્મી૦ ૧૬
સૂર્ય ચંદ્ર વરૂણ વાયુ અહમેવ, અધર્મી૦ ૧૭
સહુ રહ્યા વ્યાપી રાજાને શરીર, અધર્મી૦ ૧૮
સહુ દેવોમય રાય તમ ધીર, અધર્મી૦ ૧૯
માટે મનથી મુકી દઇ ગર્વ, અધર્મી૦ ૨૦
બધા કર્મથી પૂજો મને સર્વ, અધર્મી૦ ૨૧
કહો કોણ છે બીજો હું સમાન, અધર્મી૦ ૨૨
હરિસુખ સ્વામિ મારામાં તુષ્ટમાન," અધર્મી૦ ૨૩

# બ્રાહ્મણનો કોપ, વેનને શ્રાપ

૫

ઋષિ ક્રોધ કરી વદે છે અવધી,
સુણી વેનની વિગુણી વાત બધી;
"અરે ! વેન થયો બહુ મૂઢ મતિ,
બહુ બુરી થશે વેન તારી ગતિ. ૧

અરે દુષ્ટ! હે પાપી! તું ગર્વિ અતિ,
શિર કાળ ભમે થઇ ઉંધી મતિ;
અહો ! નિર્લજ લંપટ લાજ નથી,
અરે ! નિંદક નિંદે શું યજ્ઞપતિ. ૨

સહુ દેવના દેવને સેવ અલ્યા,
અભિમાનથી આ શું બકે તું લવ્યા;
થજો નાશ વિનાશ તું આ ક્ષણમાં,
બળી ભસ્મ થજો તું હવે પળમાં." ૩

બધા શુદ્ધ ઋષિ ઓમકાર ભણે,
ઓમકારથી વેનનો નાશ કરે;
થયો નાશ વિબુદ્ધિ એ વેન પતિ,
ઋષિ સાહ્ય કરી હરિસુખ પતિ. ૪

---

૫ તોટક.

# સુનિધાનો શોચ.

૬

વેન ગયો વૈકુંઠમાં શોચ સુનિધા કરતી,
"પતિ ગયા મને પરહરી, મુકી નિન્દ્રામાં પડતી;
તે દુઃખને હું વિસારવા, વેનથી આશા ધરતી. વે૦ ૧

અરેરે દૈવ દયા હરી, પુત્ર આપ્યો ન આપ્યો,
પુત્ર અધર્મી પોતે હવો હાથે રહી કાળ માગ્યો; વે૦ ૨

પાપ પ્રગટ કયા જન્મનું કર્મ મારે તો જાગ્યું,
દુઃખ દાવાનળ આવીયું, મારૂં અંતર દાજ્યું. વે૦ ૩

પુત્ર પાપીના સંતાપથી પતિ પરહરિ ચાલ્યા,
શ્રીહરિમાં ચિત રાખીને દિવસો મેં તો ગાળ્યા. વે૦ ૪

વીપરિત વેને અતિ કર્યું, કરી કૃષ્ણની નિન્દા,
પૂજ્ય પોતે થવા ધારીયું ઋષિ કોપ્યા છે સંધા. વે૦ ૫

કર્માધિને થયું સર્વ છે, મિથ્યા શોચ ન કરવો,
વેન અસ્થિ રાખું સાચવી, વેદનો જપ ભણવો. વે૦ ૬

વિદ્વાન જ્ઞાની સુનિધાએ વિદ્યા બળે કરીને,
અસ્થિ રાખ્યું વેનનું સાચવી, હરિસુખ દેવ સ્મરીને" વે૦ ૭

---

૬ " પધારો રે પોપટ રાજા રામના " એ રાગ.

પૃથુરાયને રાજ્ય આપ્યું ત્યાં, દેવો લાવે છે ભેટરે,
હરિસુખ સ્વામિનો મહિમા મોટો જ્યાં છે સત્ય વિવેક. એક૦ ૧૮

## પૃથુને મળેલી ભેટ.

૮

કરે વખાણ પૃથુનાં સર્વ દેવતા થયા પ્રસન્ન અતિ;
આપી આશિષ અસ્ત્રો, રાજ્યાસન બેસાડયો પૃથ્વી પતિ. ૧

૯

અર્ચિષા પૃથુ શોભતાં ઉભયને રાજ્યાસને બેસતાં;
દેવાંશી ભુપ દિપતો અતિ ભલો દુંદભી ત્યાં વાગતાં,
સોનાનુ શુભ સિંહ આસન લઇ, કુબેર ત્યાં આવીયા;
સારૂં સુંદર શ્વેત છત્ર શિરનું વરૂણ છે લાવીયા. ૧
વાયુ ચામર લાવીયા કરવિષે, માળા રૂડી ધર્મની;
ઇન્દ્રે મુગટ આપીયો શિરતણો, બ્રહ્મા થકી વેદ શ્રી,
રૂડી સુંદર માળ નલિન તણી, સરસ્વતી લાવીયાં;
લક્ષ્મીએ દીધી સંપતિ પૃથુપતિ, કૃષ્ણે દિધું ચક્ર ત્યાં. ૨
ચંદ્રે અશ્વજ આપીયો અતિ ભલો ને બાણ છે સૂર્યથી,
આપ્યો છે શુભરથ વિશ્વકર્મા, ને ખડ્ગ ઉમેશાથી;

---

૮ ગીતિ. ૯ શાર્દૂલ.

ઋષિએ કહ્યું નિશિદ્ર તેથી પડયું તેનું નિશાદ નામરે,
"જા વનમાં તું ભિલ જાતિનો, નથી અમારે કામ." એક૦ ૯

વળી વેનની ડાબી જાંગેથી, વેનનું પાપ તે નીકળ્યુંરે,
તેથી ઋષિએ નિષિદ્ર કહી ત્યાગ્યો ફરી મથન આદર્યું. એક૦ ૧૦

વેન રાજાના બંને બાહુને, ઋષિએ મથવા માંડયારે.
એક પુત્ર એક પુત્રી તેમાંથી પ્રગટ કરી દેખાડયાં. એક૦ ૧૧

હર્ષ પામ્યા ઋષિઓ સહુ બોલ્યા આ ઉભય બહુ પવિત્રરે,
શ્રીહરિઅંશાવતાર આ બાળક કન્યા લક્ષ્મી અંશ ખચિત.એક૦ ૧૨

પૃથુ નામ આપ્યું બાળકનું ચક્રવર્તિ થઇ પૃથ્વીપાળેરે,
અચિષા નામ કન્યાનું રાખ્યું, પૃથુની સાથે પરણાવે. એક૦ ૧૩

પવિત્ર દંપતિને પરણાવ્યાં અનેક આશિષ આપેરે,
સર્વ ઋષિઓ વેદધ્વનીએ રાજ્યાસને પૃથુને સ્થાપે. એક૦ ૧૪

દેવોના ત્યાં દુંદભી વાગ્યા ગંધર્વો કરે ગાનરે,
પુષ્પની વૃષ્ટિ કરે સહુ દેવો કરે અપસરા નાચીવખાણ.એક૦ ૧૫

તેત્રીશ ક્રોડ દેવો સહુ આવ્યા, પૃથુ બેઠો રાજયાસનેરે,
બ્રહ્માએ પૃથુને જોઇ કહ્યું, આ છે દેવાંશી રાજન. એક૦ ૧૬

હાથે ચક્રનું છે ચિન્હ તેથી, ગણાશે ઇશ્વર અવતારરે,
આ પૃથુનું રાજ ચક્રવર્તિ થઈ, પામશે બહુ વિસ્તાર. એક૦ ૧૭

પૃથુરાયને રાજ્ય આપ્યું ત્યાં, દેવો લાવે છે ભેટરે,
હરિસુખ સ્વામિનો મહિમા મોટો જ્યાં છે સત્ય વિવેક. એક૦ ૧૮

## પૃથુને મળેલી ભેટ.

૮

કરે વખાણ પૃથુનાં સર્વ દેવતા થયા પ્રસન્ન અતિ;
આપી આશિષ અસ્ત્રો, રાજ્યાસન બેસાડયો પૃથ્વી પતિ. ૧

૯

અર્ચિષા પૃથુ શોભતાં ઉભયને રાજ્યાસને બેસતાં;
દેવાંશી ભુપ દિપતો અતિ ભલો દુંદભી ત્યાં વાગતાં,
સોનાનુ શુભ સિંહ આસન લઇ, કુબેર ત્યાં આવીયા;
સારૂં સુંદર શ્વેત છત્ર શિરનું વરૂણ છે લાવીયા. ૧
વાયુ ચામર લાવીયા કરવિષે, માળા રૂડી ધર્મની;
ઇન્દ્રે મુગટ આપીયો શિરતણો, બ્રહ્મા થકી વેદ શ્રી,
રૂડી સુંદર માળ નલિન તણી, સરસ્વતી લાવીયાં;
લક્ષ્મીએ દીધી સંપતિ પૃથુપતિ, કૃષ્ણે દિધું ચક્ર ત્યાં. ૨
ચંદ્રે અશ્વજ આપીયો અતિ ભલો ને બાણ છે સૂર્યથી,
આપ્યો છે શુભરથ વિશ્વકર્મા, ને ખડ્ગ ઉમેશથી;

---

૮ ગીતિ. ૯ શાર્દુલ.

દેવોથી સહુ અસ્ત્ર અર્પણ થયાં, ને ધર્મથી દંડ છે,
પૃથ્વીએ શુભ પાદુકા સુ અરપી, દેવોથકી ગાનરે. ૩
ઋષિ સર્વ મળી સુઆશિષ ભણે, પૃથુથી પ્રસન્ન રે,
પામ્યો સર્વ કળા અદૃશ્ય પૃથુને સમુદ્રનો શંખ રે;
સર્વ ભેટ લઇ પૃથુ મુખથી કહે આભાર છે સર્વનો;
હરિસુખ પ્રભુ સદા સુખ કરે વિજય છે ધર્મનો. ૪

## પૃથુનો વિવેક.

૧૦

"અહો ઋષિ દેવો, તમ શરણ હું બાળક રહ્યો,
જઇ રાજ્યાસને, નથી હજી કંઈ ઉદ્યમ થયો;
નથી કીધાં કાંઇ ઋષિવર પરાક્રમ કરથી,
નથી જાણ્યો ધર્મ, નથી થયો હજી હું બહુરથી. ૧
કરૂં જ્યારે હું તો, અગણીત સુકૃત્યો અતિ ભલાં;
વખાણો ત્યારે શ્રી, મમશિર તમે રક્ષક ભલાં;
નમુ ઋષિ દેવો, તમ મુખ તણી આશીષ ફળો,
સદા રેસાનિધ, હરીસુખ વિભુ સાહ્યજ કરો. ૨



૧૦ શિખરિણી.

# રાજા નળનું પૂર્વ આખ્યાન.

૧

સુત કહે છે સૌનક ઋષિને, નળ રાયનુ પૂર્વ વ્રતાંત;
નળ દમયંતીની પૂર્વ જનમની વાત સુણો થઇ શાન્ત. ૧

"નળ રાજા ધર્મીને શુરો, થયો નૈશધ દેશે;
તે રાજા પૂર્વ જન્મે પોતે હતો ભિલની દેહે. ૨

અર્બુદાચળ પર્વત પાસે વસતો એ ભિલ જાત;
આહુકી નામે ભિલની નારી રહેતી તે પણ સાથ. ૩

ભિલ તણુ નામ આહુક હતું ને નરનારી બેહુ પ્રેમી;
પવિત્ર ભક્તિ સ્વધર્મે વર્તી કરતાં બન્ને ઇશ્વરની. ૪

પતિ પત્નિનો પ્રેમ અલૌકિક વસતાં બન્ને સાથે;
નિસ્વાર્થી છે સ્નેહ ઉભયનો, ઇશ કૃપા છે માથે. ૫

ભિલદેહમા કર્મ બ્રાહ્મણથી કરે ઉત્તમ એહ;
પૂર્વ ઋણાનુબંધ સુકૃતથી શંકર ઉપર સ્નેહ. ૬

સંતોષિ નર નારી આપે, દયા ધર્મ નું દાન;
સુકીત કર્મ કરી તન મનથી આપે યાચકને માન. ૭

ધૃતિ શાન્તી સમ દમથી અંતર ધ્યાન ઇષ્ટનુ ધરતાં;
કપટ રહીત નિસ્વાર્થી ભક્તિ હરિસુખ લઇને કરતાં. ૮

---

૧ "ઓખા કહે છે ચિત્રલહ્યાને" એ રાગ.

## સાધુનું આશ્રય માટે આવવું.

૨

એક સમે ભિલ આહુક ચાલ્યો, શંકર સેવા કારણે,
સંધ્યા સમયે સાધુ આવ્યો, વિશ્રાન્તી લેવા બારણે. ૧

આહુકી છે એકલી, તે સાધુ મન વિમાસતો,
શી રીતે રહેવું આ સ્થળમાં અંતર એમ વિચારતો. ૨

સ્ત્રી જાતિ જ્યાં એકલી ત્યાં રહેવા ત્રાસ હું પામતો;
ઘરમાંથી આવી આહુકી, સાધુને જોઇને આવતો. ૩

પાય લાગી આહુકી કહે "કેમ પ્રભુ અહિં આવીઆ,
છે આશ્રમ આ પિતા તમારો, વિશ્રાન્તી લો સાધુ હીંયા." ૪

વિનય વિવેક આહુકીનો જોઇને, સાધુ મન પ્રસન્ન થયું,
પુત્રિવત આહુકીને માની, યતિએ વિચારી કહ્યું. ૫

યતિ કહે "અહો પુત્રિ મારે, એક રાત્રી રહેવું સહિ,
પ્રભાતમાં ઉઠીને જાવું, ઝાઝું રહેવું છે નહિ." ૬

યતિ આહુકી વાત કરે ત્યાં, આહુક આવીને મળ્યો,
દ્વય કર જોડી યોગી પાસે, આવીને ઉભો રહ્યો. ૭

---

૧ "એક સમે ભિખુ ભાન ઘેર પ્રિતે પ્રભુજી પધારીયા" એ રાગ.

"આશ્રય લેવા પ્રભુ પધાર્યા, પણ દાતા હું દુર્બળ ઘણો,
આ નાનો મઠ મારો તેમાં ઠામ નથી રહેવા તણો. ૮
પાય નમી યતિ વિનવું, તમને એ વિના માગો બીજું,
હું તમ સેવક સાધુ જનને, હુંથી જાયે જે દીધું." ૯
મૌન ધારી યતિ ચાલ્યો ત્યાંથી જાવાને પંથે પળ્યો,
વિપૂલ પર્ણકુટી નહિ તેથી નકાર યોગીને કર્યો. ૧૦
યોગીને નહિ રીસ ઇચ્છા, જેવું જે સમયે મળે,
હરિ ! સુખ આપે તે સંતોષે, યોગી જન પંથે પળે. ૧૧

## આહુકીની વિનતિ.

૩

કહે આહુકી "સાંભળો સ્વામિ મારા,
જશે યોગી પાછા નિરાશી થનારા;
નહિ આપણો ધર્મ એમાંય સ્વામિ,
પતિ આપવો ઠામ તો દુઃખ પામી. ૧
પ્રભુ યોગીને આપ મારાજ સ્વામિ,
સુઓ આ મઠે નિંદ લેજો વિરામી;
લઇ હાથમાં ખડ્ગ હું દ્વાર પાસે,
કરૂં ચોકી ઉભી રહી ત્યાં ઉલાસે." ૨

૩ ભૂજંગી.

સુણી સ્ત્રીમુખેથી આવી વીર વાણી,
શૂરો ભિલ વિચારતો પ્રેમ આણી;
"નહિ નિર્બળા અબળા વીર માનું,
ખરી શક્તિએ સૃષ્ટિની હું પ્રમાણું. ૩

પરંતુ ન ભાર્યા ઘટે ચોકી માંય,
શુરો નર તેથી અશક્ત ગણાય,
સુવે યોગીને નારી બે ઘરમાંય,
ઉભો રહું ખડ્ગ લઇ ચોકી માંય." ૪

## આહુકે કરેલી રખેવાળી

## વાઘે કરેલો તેનો વધ.

૪

બેઠો આહુક ચોકી કરવા, વળી ખડ્ગ લઇ માંડ્યું ફરવા;
યતિ બેઠો પર્ણકુટી માંહ્ય, આહુકી પણ બેઠી છે ત્યાંય. ૧

એક ખુણામાં બેઠો યતિ, એક ખુણામાં આહુકી હતી;
કરે ગર્જના વનના પશુ, ભય લાગે હવે તો થશે શું. ૨

નથી યોગીને ભય કે દુઃખ, સદા આનંદિ ને સુખ;
આહુકીને અંતર ચિન્તા, રખે મારા સ્વામી દુઃખી થતા. ૩

૪ "કેમ મિત્ર મારા શું કરીએ" એ રાગ.

વન પશુ પિડા કરે ઘણી, પણ આહુક રહ્યા ધીર ધરી;
એક વ્યાઘ્ર આવ્યો ભરતો ફાળ, ભિલ આહુકનો કરવા કાળ. ૪

ફાળે આવી આહુક ઝાલ્યો કટી, નવ રહ્યું આહુક બળ ટકી;
બહુ યત્ન કર્યું ભિલે બચવા, પશુ એઠો તેનો ભક્ષ કરવા. ૫

એવે થયો પ્રાત્તઃકાળ, પશુ વિરામ્યાં વિકાળ;
યોગી આહુકી ઘરમાંથી આવ્યાં, ભિલ મુઓ જોઈ દુઃખ પામ્યાં. ૬

પામ્યો યોગી અંતર દુઃખ, આહુકીને પણ નહિ સુખ;
કહે યોગીને આહુકી સતી, "તમે દુઃખ કરો નહિ યતિ. ૭

સિદ્ધ પુરૂષનું રક્ષણ કરતાં, પામ્યા અવસાન મારા ભર્તા;
એનો થયો કૃતારથ આત્મા, શાન્તી આપશે એને પરમાત્મા." ૮

## આહુકી સતી થઇ.

૫

"અહો યતિ સાંભળો મારી વાત, પતિની સાથે બળી મરૂં રે,૧
લાવી વન કાષ્ટો વિણી હાથ, પતિની૦ ૨
મારે પતિ વિનાની પળ જાય, પતિની૦ ૩
તે તો શતસહસ્ત્ર યુગ સમ થાય, પતિની૦ ૪
મને બચાવી પતિએ છાંડયા પ્રાણ, પતિની૦ ૫

---

૫ "અહો દિલ્લિ તખ્ત કરનાર એ રાગ.

મારે જવું તેની પુંઠે નિર્વાણ, પતિની૦ ૬
સ્વામી પાછળ કરે સ્ત્રી ગમન, પતિની૦ ૭
તેજ પત્નિ સતી અરપે તન મન, પતિની૦ ૮
પતિ પત્નિ કરે સાથે ધર્મ કર્મ, પતિની૦ ૯
એ છે પુર્વનો સનાતન ધર્મ, પતિની૦ ૧૦
મારે પતિ સાથે જવું જાણી મર્મ, પતિની૦ ૧૧
સુખ સ્વર્ગના ભોગવીશ સર્વ," પતિની૦ ૧૨
ચિતા ખડકી સતીએ અનંત, પતિની૦ ૧૩
સતી બળી પતિ સહ થઇ મહંત, પતિની૦ ૧૪
જેવી પૃજ્વલિત થાય ચિતામાંહ્ય, પતિની૦ ૧૫
આવી પરમાત્માએ ઝાલી બાંહ્ય, પતિની૦ ૧૬
દિધાં દર્શન થઇ સાક્ષાત, સતીના તપો બળે કરીરે, ૧૭
આવ્યા શંકર પાર્વતી સાથ, સતિની૦ ૧૮
ધન્ય ધન્ય ધન્ય તું સતી નાર, સતિની૦ ૧૯
ભિલ દેહમાં સફળ અવતાર, સતિની૦ ૨૦
ત્રિભૂવન તરી પામી સત્ આનંદ, સતિની૦ ૨૧
હરિસુખ સચ્ચિદાનંદ કંદવંદ, સતિની૦ ૨૨

## શિવની પ્રસન્નતા.[૬]

૬

ધન્ય ધન્ય સતી સાધ્વી, ધન્ય ધન્ય ભિલ્લ નાર;
સતી થઈ પતિ સાથ તું તારા ધન્ય અવતાર. ધન્ય૦ ૧

સનમુખ આવી શંકર કહે "અહો સાધ્વી નાર;
શા કારણ તું બળી મરે કરે શામાટે કાળ. ધન્ય૦ ૨

ભિલ્લની જાતિમાં ભામિની પૂન્યશાળી તું એક;
માગ માગ મુખ જે ગમે, વર આપું અનેક." ધન્ય૦ ૩

આહુકી કહે "હે પ્રભુ માગું હું શું વિશેષ;
પ્રભુ તમ પદ પંકજ થકી, મુક્તિ પામું મહેશ. ધન્ય૦ ૪

પુરણ પૂન્ય છે માહરૂં, પામી પ્રભુનો પ્રસાદ;
એથી વિશેષ શું માગવું, રાખી લોભ પ્રમાદ. ધન્ય૦ ૫

ચરણ શરણ રહી આપને, પતિ સાથે હમેશ,
જન્મ મરણ ભય ટાળજો; કૃપાવંત ઉમેશ. ધન્ય૦ ૬

એજ માગું વરદાન હું, નથી વૈભવની આશા,
કૃપા કરી કરૂણાનિધિ, તોડો ભવના પાસા" ધન્ય૦ ૭

---

૬ "ધન્ય ધન્ય મિત્ર માટે તો" એ રાગ.

શરણાંગતને શંકર કહે, "ભિલની દેહ માહીં;
સુખ વૈભવ નથી ભોગવ્યા, આ ભવની માહિં. ધન્ય૦ ૮
માટે જન્મ એક ભોગવો સુકૃત કર્મને માટે;
ત્યાર પછી મોક્ષ પામશો, હરિ સુખમાં ઉલ્લાસે." ધન્ય૦ ૯

## આહુકીને શિવે વરદાન આપ્યું.

૭

શિષ નામી ઉભી આહુકી નાર, વરદાન આપે વિશ્વપતિરે,
"તારો ઉત્તમ થશે અવતાર, વરદાન૦ ૧
શુભ વિદર્ભ દેશ ભૂપાળ, વરદાન૦ ૨
ભિમ નૃપ પવિત્ર પ્રજાપાળ, વરદાન૦ ૩
તેને ઘેર તારો થશે અવતાર, વરદાન૦ ૪
પુત્રી દમયંતી નામે ત્યાં સાર, વરદાન૦ ૫
વળી નૈષધ દેશની માહીં, વરદાન૦ ૬
તારા પતિનો જનમ થશે ત્યાંહી, વરદાન૦ ૭
વીરસેન નૈષધનો ભૂપાળ, વરદાન૦ ૮
થશે આહુક તેનો રાજકુમાર, વરદાન૦ ૯
નળરાય નામ ધારી પવિત્ર, વરદાન૦ ૧૦
કરશે ધર્મ નિતિના ચરિત્ર, વરદાન૦ ૧૧

૭ "સુણો દિલીપ ધર નાર" એ રાગ.

આ યોગી થશે હંસ અવતાર, વરદાન૦ ૧૨
થઇ નળ તણો મિત્ર કોઇવાર, વરદાન૦ ૧૩
હંસ કરાવશે તમારો મેળાપ, વરદાન૦ ૧૪
પછી પરણશો સ્વયંવરે આપ, વરદાન૦ ૧૫
કળી કર્માધિન રહી સુખ દુઃખ, વરદાન૦ ૧૬
થશે નળ તારાથી વિમુખ, વરદાન૦ ૧૭
પછી કાળ જતાં વિરામીને દુઃખ વરદાન૦ ૧૮
તમે લેશો અલૌકિક સુખ, વરદાન૦ ૧૯
નળ દમયંતી ને યોગી હંસ, વરદાન૦ ૨૦
હવે પછીનો જન્મ નિશંક, વરદાન૦ ૨૧
કરી સર્વ તે જન્મે શુભ કામ, વરદાન૦ ૨૨
પછી પામશો મોક્ષનું ધામ, વરદાન૦ ૨૩
યતિ આહુકી પામ્યા અવસાન, વરદાન૦ ૨૪
હરિસુખ પ્રભુ થયા અંતરધ્યાન, વરદાન૦ ૨૫

# બળી રાજા અને વામન ઋષિ

૧

શોણીત પુર નગર કેહેવાય, રાજ્ય કરે ત્યાં બળીરાય;
વળી દાનેશ્વરી સત્ય પાળ, જેના કૃષ્ણ થયા દ્વારપાળ. ૧

૧ ચોપાઇ.

શરણાંગતને શંકર કહે, "ભિલની દેહ માહીં;
સુખ વૈભવ નથી ભોગવ્યા, આ ભવની માહિં. ધન્ય૦ ૮
માટે જન્મ એક ભોગવો સુકૃત કર્મને માટે;
ત્યાર પછી મોક્ષ પામશો, હરિ સુખમાં ઉલ્લાસે." ધન્ય૦ ૯

## આહુકીને શિવે વરદાન આપ્યું.

૭

શિવ નામી ઉભી આહુકી નાર, વરદાન આપે વિશ્વપતિરે,
"તારો ઉત્તમ થશે અવતાર, વરદાન૦ ૧
શુભ વિદર્ભ દેશ ભૂપાળ, વરદાન૦ ૨
ભિમ નૃપ પવિત્ર પ્રજાપાળ, વરદાન૦ ૩
તેને ઘેર તારો થશે અવતાર, વરદાન૦ ૪
પુત્રી દમયંતી નામે ત્યાં સાર, વરદાન૦ ૫
વળી નૈષધ દેશની માહીં, વરદાન૦ ૬
તારા પતિનો જનમ થશે ત્યાંહી, વરદાન૦ ૭
વીરસેન નૈષધનો ભૂપાળ, વરદાન૦ ૮
થશે આહુક તેનો રાજકુમાર, વરદાન૦ ૯
નળરાય નામ ધારી પવિત્ર, વરદાન૦ ૧૦
કરશે ધર્મ નિતિના ચરિત્ર, વરદાન૦ ૧૧

---

૭ "સુણો દિલીપ ધર નાર" એ રાગ.

આ યોગી થશે હંસ અવતાર, વરદાન૦ ૧૨
થઇ નળ તણો મિત્ર કોઇવાર, વરદાન૦ ૧૩
હંસ કરાવશે તમારો મેળાપ, વરદાન૦ ૧૪
પછી પરણશો સ્વયંવરે આપ, વરદાન૦ ૧૫
કળી કર્માધિન રહી સુખ દુઃખ, વરદાન૦ ૧૬
થશે નળ તારાથી વિમુખ, વરદાન૦ ૧૭
પછી કાળ જતાં વિરામીને દુઃખ વરદાન૦ ૧૮
તમે લેશો અલૌકિક સુખ, વરદાન૦ ૧૯
નળ દમયંતી ને યોગી હંસ, વરદાન૦ ૨૦
હવે પછીનો જન્મ નિશંક, વરદાન૦ ૨૧
કરી સર્વ તે જન્મે શુભ કામ, વરદાન૦ ૨૨
પછી પામશો મોક્ષનું ધામ, વરદાન૦ ૨૩
યતિ આહુકી પામ્યા અવસાન, વરદાન૦ ૨૪
હરિસુખ પ્રભુ થયા અંતરધાન, વરદાન૦ ૨૫

# બળી રાજા અને વામન ઋષિ

૧

શોણીત પુર નગર કેહેવાય, રાજ્ય કરે ત્યાં બળીરાય;
ઘણો દાનેશ્વરી સત્ય પાળ, જેના કૃષ્ણ થયા દ્વારપાળ. ૧

---

૧ ચોપાઇ.

તપ તેજ પ્રજાપાળ રાય, અસુર લોકે ઘણો વખણાય;
સત્ય માર્ગમાં તે અતિ શુરો, કીર્તિવંત પરાક્રમી પૂરો. ૨

કીધા નવાણું બળીએ યજ્ઞ, રિદ્ધિ સિદ્ધથી બહુ મગ્ન;
જોઇ અસુરનું બળ પ્રબળ, થઇ અદિતિ અતિ વિહ્વળ. ૩

કરે વિચાર મનમાં અદિતિ, ઇન્દ્રાસન જવા ધરે ભીતિ;
નિજ પતિને લાગી પાય, નિજ અંતરનું દુઃખ ગાય. ૪

સ્વામી દેવોની રક્ષા કરવા,શુરો પુત્ર આપો અસુર હણવા;
કશ્યપ ઋષિ કહે સુણ સતી, વ્રત કરો કહું વિધિ અતિ. ૫

પયોવ્રત તમે જ્યારે કરશો, ત્યારે સગર્ભા થઇ દુખ હરશો;
પયોવ્રતે પ્રભુ થઇ પ્રસન્ન, તમારે ઉદરેથી ધરશે તન. ૬

અદિતિ એ પતિ આજ્ઞા લીધી, પયોવ્રત કરવા વૃત્તિ કીધી;
કહી કશ્યપે વ્રતની વિધિ, જેથી મળે પવિત્ર સિદ્ધિ. ૭

અદિતિ એ પયોવ્રત કીધું, પુત્ર દાન પતિ પાસે લીધું;
વ્રત કરી નિયમે જપ જપે, થયા પ્રસન્ન પરમાત્મા તપે. ૮

દર્શન આપ્યું ચતુરભુજ રૂપે, પછી થયા તે બાળ સ્વરૂપે;
વામન રૂપે થયા ભગવાન, બળી દ્વારે લેવા ગયા દાન. ૯

એકસો યજ્ઞ બળીએ કીધા, ગર્વે અસુર ઘેરી લીધા;
આપે મુખથી માગ્યું દાન, બળી રાજા પામ્યો ઘણું માન. ૧૦

એવે આવ્યા શ્રીવામન રૂપ, તેજ પુંજ ને અકળ સ્વરૂપ;
ભિક્ષાન્નદેહી કરીને ઉભા, બળી રાજા આસનેથી ઉઠયા. ૧૧

કર્યું પૂજન અર્ઘ આપી કરી, જે માગો તે આપું કહે ફરી;
"મન ગમતું માગો ભીક્ષા આપું, પૂર્વાંતરના દોશને કાપું. ૧૨

ભલેઆવ્યા છો યજ્ઞને સમે, તમ આવે કૃતાર્થ તો અમે;
હરિસુખ લેવા કરૂંછું હું યાગ, બ્રાહ્મણ સંતોષે તો મહાભાગ. ૧૩

## વામનજીએ માગેલી ભીક્ષા.

૨

વામન રૂપે વિષ્ણુ "બોલ્યા, સાંભળ તું બળી રાય;
તારા કુળમાં નથી થયો એવો કે, બ્રાહ્મણ નિર્મુખ જાય. ૧

કૃપણ નહિ સત્યવંત પિતામહ, તારો જે પ્રહલાદ;
તેનો પૌત્ર તું છે બળી રાજા, દાનેશ્વરી વિખ્યાત. ૨

દૈત્ય પતિ દાનેશ્વરી સાંભળ, માગું નહિ હું વિશેષ;
ત્રણ પગલાં પૃથ્વીની છે ઈચ્છા, આપતું હે સુરેશ. ૩

ત્રણ પગલાંથી છે તૃપ્તિ મારે, લોભ નથી વિસેષ;
લોભે લક્ષણ જાય બ્રાહ્મણનું, તે દોશથી રહું નિર્દોષ." ૪

બળી કહે "તું બાળક બુદ્ધિ બટુક તારૂં સ્વરૂપ;
એમા તે માગ્યું તેં શું ઝાઝું, બોલે વૃદ્ધના બોલ અનુપ. ૫

---

૨ વૈશંપાયન એણી પેરે બોલ્યા સુણ જન્મેજય રાય-એ રાગ.

એકવાર જે હું પાસે યાચે, તેને ફરી ન યાચવું પડતું;
જીવન પર્યન્ત ઉદર પોષણનું, તને આપું હું જો માગે તું." ૬

વામનરૂપે વિષ્ણુ બોલ્યા, "બળી કહે તું સત્ય;
મારે મન ત્રણ પગલાં પૃથ્વી, પુરતી ને છે નિત્ય. ૭

તૃષ્ણા મનની નાજ વધારવી, રાખવો મન સંતોષ;
અસંતોષે વધારેલા વધે, મન તૃષ્ણાના કોશ. ૮

પૃથુ અને ગય રાયની પાસે, સાતે દ્વીપનું હતું રાજ્ય;
તો પણ તેની તૃષ્ણા નથી તુટી, કરે યત્ન વિષેશને કાજ. ૯

દૈવ ઇચ્છાથી જે મળે તે લઈ પામે મન સંતોષ;
તે બ્રાહ્મણ તેજસ્વી થઈને, રહે સદા નિર્દોષ. ૧૦

અસંતોષે અતિ દુઃખ પામે તેજ તણો ક્ષય થાય;
માટે હે અસુરેશ્વર હું છું, સંતોષિ એટલો માહ્ય. ૧૧

બહુ ધન તો દુઃખ દાઇ નિવડે ભુલવે ભક્તિ ભાન;
હરિસુખ નિર્ધનતા એ ઉત્તમ, ઇષ્ટ રહે તુષ્ટમાન. ૧૨

## બળીરાજાનું દાન શુક્રાચાર્યે જ્ઞાન આપ્યું.

૩

કહે બળીરાજા "ઇચ્છા તારી આપું દાન તને ગમ્યું;"
જળપાત્ર લીધું બળી એ કરમાં, મહા દાન તણો સંકલ્પ કરવા;
કહે શુક્રાચાર્યને માડો ભણવા. કહે બ૦ ૧
શુક્રાચાર્ય કહે "સાંભળ બળી, વામન રૂપે એ છે શ્રી હરિ;
તારૂં ઐશ્વર્ય લક્ષ્મી લેશે હસ્ત કરી. કહે બ૦ ૨
પ્રગટયા કશ્યપ અદિતિ નિવાસે. આવ્યા વામન રૂપે તું પાસે;
હવે દૈત્યોનું નિકંદન થાશે. કહે બ૦ ૩
વિષ્ણુ કરશે વિશ્વસમી કાયા, હરિ લેશે ત્રણ પગથી માયા;
કેમ મુરખ બને બળી રાયા. કહે બ૦ ૪
એક પગથી ભરી લેશે પૃથ્વી, બીજો મુકશે સ્વર્ગે જ નકી;
ત્રિજાની તો રહી જગ્યા નથી. કહે બ૦ ૫
એ વધારશે વીરાટ કાયા, તમે નથી જાણતા એની માયા;
સમજ્યાવિના શું આપવા ધાયા. કહે બ૦ ૬
તમે આપીશ કહી જો નહિ આપો, તો શિર વધશે મોટાં પાપો;
વળી શત પેઢી નરકે વાસો. કહે બ૦ ૭

---

૩ "સુણો પ્રીન્સ રૂડા, હકદીધા અમને અંગ્રેજી રાજયમાં" એરાગ.

સાચું જુઠું સમજી બોલે વિચાર કરીને સમતોલે;
નહિ પાપ કદી તેને બોળે. કહે બ૦ ૮

સંકટમાં જુઠું બોલાય, હું સત્ય કહું છું બળી રાય;
વળી શાસ્ત્ર કહે નથી અન્યાય. કહે બ૦ ૯

ગૌ બ્રાહ્મણનું હીત કરવામાં, આજીવિકા રક્ષણ કરવામાં;
જીવ બચાવવા કે હસવામાં. કહે બ૦ ૧૦

એમ સત્ય અસત્યને વિચારી, જો કાર્ય કરે જન મન ધારી;
તો દોષ જાય છે નિવારી. કહે બ૦ ૧૧

હું ગુરૂ થયો તમ બળી રાજા, તેથી શીખવું છું મર્યાદા;
તમ હાથ રહી છે તમ માઝા. કહે બ૦ ૧૨

છે કપટ ખેલ આ સહુ જાણો, શ્રીવિષ્ણુ યાચક પ્રમાણો;
બળી રાજા હરિસુખ વખાણો." કહે બ૦ ૧૩

## બળીરાજાનો વિવાદ,

## ને

## શુક્રાચાર્યે શાપ આપ્યો.

૪

" સાચુ છે વદવું ગુરૂજી સરવે, જે મુજ પાસે કહ્યું,
હું પ્રહલાદ તણોજ પૌત્ર સમજો, વચને હવે ના ફરૂં;

જાયે જો ભલે રાજ જીવ જર, સૌ તેથી હું તો ના ડરૂં,
જાયે જો મમ સત્ય એક પલમાં, તેથી મરૂં તે ખરૂં. ૧

બોલી અસત્ય હું જુગારી ઠરૂં ના, ના ના કહું બ્રહ્મને,
મૃત્યુ નર્ક દરીદ્રથી નવ ડરૂં, છે સત્ય વ્હાલું મને;
છે આ સર્વ અનિત્ય રાજ રિદ્ધિઓ, રાખ્યું ન રહેતું કદી,
રીઝે ના કદી ગોર દાન અરપે, તો આપ્યુ મિથ્યા અતિ. ૨

શિબીરાય અને દધિચી ઋષિએ, છે જીવ આપ્યો ખરે,
તો હું યાચકના મનોરથ પુરતાં, શું થૈશ દરિદ્રીરે;
આ હોયે ભલે વિષ્ણુ કે અરીજકો, તોયે દઉં દાન હું,
સત્યેથી જય મેળવું સબળ થૈ, ચુકું નહિ ધર્મ શું." ૩

૫

બળીરાયના વચને શુક્રાચાર્યને ક્રોધાગ્નિ વ્યાપ્યો,
"મિથ્યા જ્ઞાનિ અજ્ઞાની તું પંડીતના વચનો ઉચાર્યો. ૧

આપું શાપ હું તુજને, આજ્ઞાભંગ કરે છે તું મારી,
તેથી રાજ જશે ને, પદભ્રષ્ટથી લક્ષ્મી જશે તારી. ૨

અલ્પ કાળમાં તારી, રિદ્ધિ સિદ્ધિ ને બળ બુદ્ધિ જાશે,
એજ વચન છે મારૂં, હરિસુખ સ્વામી શત્રુ તુજ થાશે. ૩

---

૫ ગીતિ.

## બળીએ બટુકની કરેલી પૂજા.

૬

સત્યવક્તા ઉદાર બળીએ પૂજ્યો વામન બ્રહ્મ,
ત્રણ પગલાં પૃથ્વી દેવાનો, કીધો મહા ઉદ્યમ. ૧
વિંધ્યાવળી રાણી બળીરાયની, હાથમાં લઇને ઝારી;
સોળ શણગારો સજી સુભાગી, બટુક પૂજવા આવી. ૨
બળી રાજાએ પાય પખાલી, ચર્ણોદક લીધું માથે,
બેહુ કર જોડી પાય નમ્યાં, ઉભય દંપતિ સાથે. ૩
પૃથ્વીદાન માગેલું આપ્યું, સંકલ્પ કરી જે વાર,
દેવ દુદુંભી વાગી રહ્યાં ને પુષ્પવૃષ્ટિ થઇ તે ઠાર. ૪
ગંધર્વો સહુ ગાન કરીને બળીની સ્તુતિ ગાય,
શત્રુને હાથે દાન દીધું, આતો બળીરાજાથી થાય. ૫
વામન સ્વરૂપ વધાર્યું હરિએ થયા વિરાટ સ્વરૂપ,
બળી રાજાએ વામન રૂપમાં દીઠું જગત અનુપ. ૬
વામન રૂપે સુંદર શોભે એક પગલે પૃથ્વી ભરી લીધી,
બીજે પગલે સ્વર્ગ લીધું ને, દેહ વધારી દિશા ભરી લીધી ૭

---

૬ " અ બોટો વાળી કાછ કછીઓ ગેડી લીધી હાથ."

સત્ય લોક સુધી જઇ પહોંચ્યું, વામનનું બીજું ચર્ણ,
રાક્ષસો ભય પામીને બોલ્યા, આ નથી બટુકનો વર્ણ. ૮

ઠગી ધુતીને બળી રાજાનું, લે છે લુટી સહુ ધન,
ઉઠો ચાલો યુદ્ધ કરો શું બેઠા વીચારી મન. ૯

બળી રાજા કહે બંધુઓ મારા, લડશો નહીં તમે કોઇ,
આ સમય અનુકુળ આપણો નથી તો બેસો સર્વે જોઇ. ૧૦

જ્યારે હતો કાળ અનુકુળ ત્યારે, આપણે હરાવ્યા દેવ,
હવે પ્રતિકુળ કાળ જુઓ તો, કરો દેવની સેવ. ૧૧

વામનરૂપે વિષ્ણુ કહેછે " સાંભળ તું બળીરાય,
બે ચર્ણોમાં પૃથ્વિ લીધી, હવે કહે ક્યાં મુંકું પાય. ૧૨

મેં માંગી ત્રણ પગલાં પૃથ્વી તેં આપી થઇ દાતાર,
ત્રીજું પગલું માપી લેવા નથી માગં કંઇ વિચાર." ૧૩

બળી રાજા કહે છે " કરૂણાકર, હું બોલ્યો સત્ય વચન,
બોલ્યો બોલ પાળ્યો મેં મારો, પણ છે તમને ધન્ય ધન્ય. ૧૪

કપટ કર્યું પ્રભુ તમે મુજ સાથે આવ્યા વામન સ્વરૂપ
પૃથ્વી લેવા કારણે તમે વધાર્યું વિરાટ સ્વરૂપ. ૧૫

તો પણ હે પ્રભુ તમ કરૂણાથી સત્ય મારૂં નવ ચુકું,
ત્રિજું પગલું મુકો મારા શિરઉપર, હું હિમત નહિ મુકું.૧૬

પ્રહ્લાદ પૌત્ર હું ડરૂં અસત્યે ઓળખું છું શ્રીઅવિનાશ,
ચંચળ લક્ષ્મીના ત્યાગ કરાવી, દેવ લાવ્યો તમારી પાસ.૧૭

ભવ ભીતિ ગઇ હવે મારી, હુ પામ્યો અખંડાનંદ,
ભલે પધાર્યા બ્રાહ્મણ રૂપે મારૂં કાપવા દુઃખકંદ." ૧૮

ત્રિજું પગલું બળીને શિર મુકયું વિષ્ણુએ થઇ ઉલ્લાસ
ભક્ત ઉધારણ પાપ નિવારણ થયા બળીના દાસ. ૧૯

પાતાળે ચાંપ્યો બળી રાજા, તેવે આવ્યા પ્રહલ્લાદ.
વિશ્વેશ્વરની કરી પ્રાર્થના પામ્યા મન આલ્હાદ ૨૦

વામનરૂપે વિષ્ણુ બોલ્યા, "અહો ભક્ત પ્રહલાદ,
પૌત્ર તારાને લઇને જાતું સુતળ પાતાળે આજ. ૨૧

તારે દ્વારે મને નિશદિન જોશે, ચોકી કરતો ગદાની સાથ,
દર્શન મારાં નિશદિન કરજે, એમ બોલ્યા વિશ્વનાથ. ૨૨

શુક્રાચાર્યને યજ્ઞ સોંપીને, કહે શ્રી વિશ્વાધાર,
પૂર્ણ કરો બળી રાય તરફથી, યજ્ઞ તેનો આવાર. ૨૩

બળી રાજા કહે નાથ થયો છું પુર્ણ કૃતાર્થ સ્વામી,
તમ કરૂણા દ્રષ્ટિથી આજે દુઃખ ગયું છે વામી. ૨૪

લોક ચક્ષુએ દીસો શત્રુ પણ, ખરેખરા સન્મિત્ર,
ભકત ઉદ્ધારણ હરિસુખ તારણ ગહન ગતિ વિચિત્ર" ૨૫

# પદ્માવતી.

૧

એક જયસેન નામે રાજન, કાશી ક્ષેત્રમાં તેનું આસન;
બહુ ધર્મી પ્રજાનો પાળ સત્યવતો હતો ભૂપાળ. ૧

તે પરણ્યો હતો રાણી સહસ્ર, રૂપે યૌવન શોભે અંગવસ્ર;
એક નગરનો મહિપતિ, તેને કન્યા હતી પદ્માવતી. ૨

પદ્મા પરણાવી જયસેન સાથે, આપી સંપતિઓ બહુ તાતે;
સતી સાધવી પદ્માવતી, બહુ માન આપે તેનો પતિ. ૩

પદ્મા સર્વ રાણીઓમાં શ્રેષ્ટ, જાંણે જયસેનને પરમેષ્ટ;
સતી સાધવી પદ્માવતી રાણી, પૂજે ગૌરી અહોનિશ શાંણી. ૪

નિત્ય જાય તે ગંગાજી તીર્થે સ્નાન કરે શુદ્ધિને અર્થે;
કરે મૃતિકાની પાંચ પિન્ડીકા, પૂજે પદ્માવતી ચંડીકા. ૫

સ્નાન દાનને દક્ષણા વસ્ર, ધુપ દિવોને ઉપચાર સહસ્ર;
શુદ્ધ વ્રત નિયમે ફળ પામી, ઘણું માન આપે નિજ સ્વામી. ૬

પદ્માવતી સહસ્રોમાં માનીતી, સૌ શોક્ય દુઃખી તેથી અતિ;
સહસ્રો મળી વિચારે એમ, રાય માન પદ્માને દે કેમ. ૭

---

૧ ઓખાહરણુનો રાગ.

તેનું કારણ પુછીએ જઇ કહે પદ્માવતી જો કંઇ;
એમ વિચારી સરવે ચાલી, હરિસુખ વંદવા ઇચ્છા ધારી. ૮

## પદ્માવતી પાસે શોકોનું આવવું.

૨

પદ્માવતી ગૌરી પૂજેરે, ગંગાજીને કીનારે;
શોક સહસ્ત્રોને આવતી દેખી, ઉઠીને કીધા પ્રણામરે; ગં૦ ૧
આદર સત્કાર શોકને આપી, પદ્માવતી એમ બોલીરે; ગં૦ ૨
"આવો બેસો બેની કેમ પધાર્યાં, કીધી કૃતારથ આજેરે; ગં૦ ૩
કહો બેની મારા જેવાં જે કામો, બનતું કરીશ મારી જાતેરે;" ગં૦ ૪
નમૃતા પદ્માવતીની નિહાળી, સહસ્ત્રો શોકો લાજ પામીરે; ગં૦ ૫
વિનયવાળી કહે સહસ્ત્ર શોકો, "બેની સાંભળો અમ કહાંણીરે; ગં૦ ૬
ધન્ય પદ્માવતી રાણી તું જેવી, પતિ વશ કરનારી રાણીરે; ગં૦ ૭
આ જગમાં અમે નિરખી ન સાંભળી વશીકરણ જાણનારીરે; ગં૦ ૮
જયસેન રાજા વધાવે છે તુજને, સહસ્ત્રો કરી અનમાનીરે; ગં૦ ૯
સુખ સંસારમાં સ્વામીનું મોટું તેતો અમો નથી પામીરે; ગં૦ ૧૦
કહો બેની જયસેન કેમ રીજે, દુઃખ હમારૂં જાય વામી; ગં૦ ૧૧
પદ્માવતી તમે જેમ વશ કીધા, જયસેન રાયને પ્રીતેરે; ગં૦ ૧૨
હરિ સુખ સહસ્ત્રો રાણી વીનવે, કહો રીતી તે અમને રીજે." ગં૦ ૧૩

---

૨ "ગોકળીએ લઈ ચાલોરે ઓધવ રાજ અમને" એ રાગ.

## શોકોના મનનું પદ્માવતીએ કરેલું સમાધાન.

૪

કહે પદ્માવતી સુણો બેન, કહું મારી કહાંણી,
આવ્યાં આજે પૂજન સમયે, વળી તમે મુજ બેનીરે;
દ્વેષ કપટ સહુ દુર કરીને, વાત કરૂં મન મેહલી. કહું૦ ૧

કુસુમ નગરમાં પૂર્વ જન્મમાં હતો મારો અવતારરે,
વીરસેન એક શુદ્ર વસે તે, હતો પિતા નિરધાર. કહું૦ ૨

શુદ્ર જ્ઞાતિ પણ વણીક હોઇને, ઉચ ધર્મે સુખચેનરે,
પુર્વ જન્મ વિસ્તારી કહું તે સાંભળજો મુજ બેન. કહું૦ ૩

મારા તાતે નિજ ન્યાતીના વણીકશું કીધાં લગ્નરે,
સાસરવાસો કરી વળાવી, મનમાં થઈ બહુ મગ્ન. કહું૦ ૪

ઘરડી માતા મારી હતી એક તેણે દિક્ષા આપીરે,
પંચાક્ષરી એક મંત્ર ભણાવી, ભક્તિ અંતર સ્થાપી. કહું૦ ૫

દિક્ષા આપી ઘરડી માએ, શીખવી ગૌરી સેવારે,
યમ નિયમ અંતર શુદ્ધિના, શીખવ્યા ચાખવા મેવા. કહું૦ ૬

પંચપિન્ડીકા ગૌરી પુજન ઉત્તમ એને જાંણુરે,
મનવાંચ્છીત ફળ મળશે એથી, જગત કરે વખાણ. કહું૦ ૭

---

૪ મારે દીવાળી થઇ આજ હરિમુખ જોવાને, બેરાગ-

વિદાય થઇ સાસરીએ ગઇ હું, આજ્ઞા શિર ચડાવીરે,
નિત્ય નિયમ ગૌરી પૂજાનો, તેમાં આડી આવી કહું૦ ૮

સાસુ મારાં બહુ મોજાજી, અતિ ઉગ્ર સ્વભાવેરે,
ઘર આંગણે ગૌરીનું પૂજન, કરવું તો નવ ફાવે. કહું૦ ૯

સાસુ કહે 'વહુ પૂજા કેવી, કોણ કરે ઘર કામરે,'
વિઘ્નો એવાં અનેક આવ્યાં પણ, રાખ્યો નિયમ તમામ.કહું૦૧૦

નદિ કિનારે જળ ભરવાને જાવું મારે હમેશરે.
સ્વચ્છ થઇ કરૂં વેળુકાપિન્ડી, પૂજું નિત્ય હમેશ. કહું૦૧૧

વિધિવત પૂરણ પૂજન કરીને જળમાંય પધરાવું માતરે.
વ્રત જોવા પત ખોવાને વળી નડયું વિઘ્ન કહું વાત. કહું૦૧૨

સ્વામી મારાને પરદેશે, ફરવાનું થયું મનરે,
હરિસુખ સ્વામી સાથે જવું થયું, તેથી આવ્યું વિઘન. કહું૦૧૩

## માર્ગની કથા.

૪

અમે નિકળ્યાં જાવા વિદેશ; પતિ પત્નિ બાળે વેશ,
આવ્યાં પગપાળા મારવાડ દેશ, જળ વિનાનો જે પ્રદેશ. ૧

---

૩ ચોપાઇ

હતો ગ્રીષ્મરૂતુનો કાળ, તપે રેતીને લાગે વગાળ;
થાક લાગ્યો અતિ ઘણો મને, લાગી તૃષા પીડાઉં તને. ૨

નમળે સ્થાન જળાશય તણું, જોઇ જોઇ થાકયાં અમે ઘણું;
નજરે પડયો ખાલી એક કુવો, આશાવંત થઇ ત્યાં હું તો. ૩

સ્નાન કરી પૂજું ગૌરીમાત પાણી પીવું પછી મારી જાત;
એવી આશાએ આગળ આવી, મને મૃગ જળે છે ભુલાવી. ૪

પાણી નોતું હતું મૃગજળ, બહુ તરશી હું થઇ વિહ્વળ;
પડી પૃથ્વીએ થઇને અચેત, પડયા સર્વાંગ ફોડલા અનેક. ૫

થઇ સાવધ આવ્યું મને ભાન, થયું મહાત્માની વાતનું જ્ઞાન;
જેમ મહાત્માએ કીધો યજ્ઞ, તેમ કરવું મારે થઇ મગ્ન. ૬

ઘૃત બદલે વેળુકાથી યજ્ઞ, કીધો મહાત્માએ થઇ મગ્ન;
શુદ્ધ ભાવનો યજ્ઞ સ્વીકાર્યો, પરમાત્માએ મહાત્માને તાર્યો. ૭

તેમ હું પણ આજે કરૂં, ગૌરી પૂજ્યા વિના નહિ મરૂં;
એ વીચારે વેળુકા લીધી, પાંચ પીન્ડીકા તેની કીધી. ૮

કીધું પૂજન તન મન ભાવે, ઇષ્ટ અંતર ટેક રખાવે;
કરી પૂજન છોડયા મેં પ્રાણ, રહ્યું પૂર્વ જન્મનું મને ભાન. ૯

બીજે જન્મે થઇ રાજકન્યા, પછી પતિ તમારા મને પરણ્યા;
પૂર્વ કર્મની વાંચ્છના હજી તેથી પૂજું ગૌરીસહ પતિ.૧૦

ફળ આપે મને મહાગૌરી, સુખ પામુ હું તમારા સૌથી;
વીતી વાત કહી મેં બાઇ, નથી રાખી તમથી જુદાઇ.૧૧

તમે કરો મેં કીધું જેમ પ્રભુ પ્રસન્ન થશે નહી કેમ;
સત્ય પાળીને ઇષ્ટ આરાધો, પતિ પ્રભુની સમાધી સાધો.૧૨

શુદ્ધ થઇ સતી ધર્મ પાળો, ગૌરી પૂજનમાં કાળ ગાળો;
મુકી દ્વેશ બૂદ્ધિ સ્ત્રી ચરિત્ર રહેવું શિયળ પાળીને પવિત્ર.૧૩

વિશ્વે પામશો યશ સુખ સંપતિ, માન આપે તમને પરણ્યો પતિ;
હરિસુખ નિરંતર થાય, વધે શોભા સર્વાંગની માહ્ય.૧૪



# ઋષિ ધૌમ્ય ને તેના શિષ્યો.

૧

પૂર્વે એક હતા ધૌમ્ય ઋષિ, ત્રણ શિષ્યો તેને કરે કૃષિ;
એક ઉપમન્યુ બીજો વેદ, ત્રિજો આરુણીનો પાંચાળ દેશ. ૧

ઋષિ વિદ્યા શિષ્યોને ભણાવે, વળી ખેતનું કામ કરાવે;
કહે આરૂણી ને ધૌમ્ય ઋષિ, થઇ પરિક્ષા લેવા ખુશી. ૨

---

૧ ચોપાઇ.

"આરૂણી જા તું ખેતરમાંય, બાંધ ક્યારા તું તો ત્યાંય;"
ગયો આરૂણી આજ્ઞા લઇ, ક્યારા બાંધવા બેઠો જઈ. ૩

પાળ બાંધે ને આવે પાણી. બંધ નાંખે ક્યારાનો પાડી;
કરે ફરી વળી પડે પાછી, પાણી વહને રહે નહિં બાંધી. ૪

પાણી વેગથી ચાલ્યું જાય ક્યારા શી રીતે બંધાય;
બહુ વિચારે પણ નવ સુઝે, પાસે કોઈ નહીં કે પુછે. ૫

સુતો ક્યારાની વચમાં જઈ, પાણી તેથી થંભ્યું સહી;
બહુ વાર આરૂણી ને થઇ, ગુરૂ કહે કેમ આવ્યો નહિં. ૬

ચાલો આપણે જોવા જઇએ, કામ એ શું કરે છે તે લહિએ;
ઋષિ ચાલ્યા શિષ્યો છે સાથે, સર્વ આવ્યા આરૂણીની પાસે. ૭

ઋષિ પોકારે આણીને ભાવ,'અહો આરૂણી તું અહિં આવ;'
ધૌમ્ય પુછે 'કરે શું આરૂણી, તને આવે થઇ વાર ઘણી.' ૮

આરૂણી કહે 'સાંભળો ગુરૂ, ક્યારે પાણી વહે વેગે પુરૂં;'
પાળ બાંધું તે તુટી જાય, તેથી હું તો સુતો હતો ત્યાંય. ૯

ગુરૂ તમે મને બોલાવ્યો. ત્યાંથી ઉઠીને અહિંયા હું આવ્યો;
પાણી તે વિણ રહે ન મહારાજ, કહો ગુરૂજી કરૂં શું કાજ."૧૦

ધૌમ્ય ઋષિ થયા બહુ ખુશી, આપે આશિષ સુખથી ઋષિ;
"મારી આજ્ઞા માની તેં સત્ય, તારૂં કલ્યાણ થશે નિત્ય. ૧૧

તારૂં નામ ઉદ્દાલક પડશે, એ નામેથી સહુ ઓળખશે;
તારી સેવક વૃત્તિ સાચી, તેથી થયો ખુશી હું અતિ. ૧૨
તું તો વિદ્યા ભણ્યો સંપૂર્ણ, તેથી રહ્યો તું મારે શરણ;
સુખે જા તું સ્વદેશે હાવે, માત તાતને મળ તું ભાવે.” ૧૩
ગુરૂ આશિષ આરૂણીએ લઈ, સુખી થયો સ્વદેશે જઈ;
હરિસુખ ગુરૂ થયો પ્રસન્ન, થયું સફળ આરૂણી જીવન. ૧૪

## ધૌમ્યે ઉપમન્યુની પરીક્ષા કરી.

૨

ધૌમ્ય ઋષિએ ઉપમન્યુને મોકલ્યો,
ગાય ચારવા કીધી આજ્ઞા તેને જો;
ગુરૂ આજ્ઞાએ ગૌ ચારી ઘેર આવતો,
શરીર સુખી ને નિરોગી છે દેહ જો. ધો૦ ૧
ધૌમ્ય કહે ‘ઉપમન્યુ તું બહુ પુષ્ટ છે,
એવું અન્ન તું શું જમે છે શિષ્ય જો;’
ઉપમન્યુ ‘કહે ભીક્ષા લાવી હું જમું,’
એ સાંભળીને ગુરૂએ કર્યું અનિષ્ટ જો. ધો૦ ૨
‘ઉપમન્યુ ભીક્ષાનું અન્ન મને આપજે,
જમીશ ના તું એ મારી છે શીખ જો;’

---

૨ ગરબી.

ઉપમન્યુએ ભીક્ષા અન્ન ગુરૂને દઈ,
જમ્યો નહિ નવ આણી અંતર રીસ જો.' ધો૦ ૩

ધોમ્ય કહે 'ઉપમન્યુ તું જમતો નથી,
તોપણ તારૂં અંગ સબળ કેમ થાય જો;'
વિનયે ઉત્તર વાળ્યો ઉપમન્યુ કહે,
'બન્ને કાળની ભીક્ષા ભેળી થાય જો. ધો૦ ૪

જમું છું હું એક ટંકની હે ગુરૂ,
બીજા ટંકની ગુરૂ ચરણુંની માય જો;'
ધોમ્ય કહે નવ બે ટંક ભિક્ષા લાવતો,
પ્રાતઃકાળે એકજ ટંક મંગાય જો. ધો૦ ૫

ગુરૂ આજ્ઞા આધિન ઉપમન્યુ એ અતિ,
નિત્ય આવતો ગુરૂ દર્શન ને કાજ જો;
ધોમ્ય કહે 'ઉપમન્યુ તું જમતો નથી,
તોપણ તારૂં શરીર પુષ્ટ કેમ આજ જો.' ધો૦ ૬

ઉપમન્યુ કહે ગૌ દોહી હું દુધ પીઉં છું';*
તેથી આ મુજ દેહની પુષ્ટિ થાય જો;'
ધોમ્ય ઋષિ ઉપમન્યુને કહે છે વળી,
'દુધ નવ પીતો આજથી દોહીને ગાય જો. ધો૦ ૭

* ગાય ચારવા જાય ત્યાં ગાય દોઇ લેનું દુધ પીને રહેતો.

ખાધાની વસ્તુઓ જે જગમાં ઠરી,
તે સરવેનો તારે કરવો ત્યાગ જો;
એવી વિકટ આજ્ઞા થઈ ગુરૂ મુખથી,
ઉંપમન્યુએ સરવે કીધું ત્યાગ જો. ધો૦ ૮

સત્ય ભાષણ ગુરૂ ભક્તિમાં નિપૂણ જે,
ઉપમન્યુએ લીધો શું વૈરાગ જો;
સાચ કસોટી સુવર્ણની પેઠે થતી,
હરિસુખ પ્રભુથી શત્ય વિજયને માગજો. ધો૦ ૯

## ઉપમન્યુનું કુવે પડવું.

૩

ગુરૂ આજ્ઞા પાળી ગૌ ચારે, ઉપમન્યુ અપવાસીઓ;
ભુખ લાગીને પીડા વાધી, તેથી ખાધો તેણે આકડો. ગુ૦૧
ભુખ તરસથી ગરમી લાગી, આકડો ખાધે થયો આંધળો;
માર્ગે જાતાં દિશા નવ સુજે, થયો ઘણો બેબાકળો. ગુ૦૨
અથડાતો ને માર્ગ કાપતો, આવ્યો એક કુવા કને;
દિશા ન સુજે પડયો કુવામાં, જીવ્યો આયુષ ને બળે. ગુ૦૩
ઘેર જુવે છે વાટ ગુરૂજી, ઉપમન્યુ કેમ ન આવીયો;
ચિન્તા પેઠી શિષ્યો સાથે, શોધ કરવાને ચાલીયો. ગુ૦૪

---

૩ "એક સમે ભિખુ ભાન ઘેર પ્રીતે પ્રભુજી પધારીયા" એ રાગ.

'ઉપમન્યુ ઉપમન્યુ' કહેતો, માર્ગ કાપે પોકારતો;
કુવે પડેલો ક્યાંથી બોલે, શું થયું ઋષિ વિચારતો. ગુ૦૫

એવે આવ્યા કુવાને કાંઠે, ચિંન્તાથી વાતો કરે;
ધૌમ્ય ઋષિનો સ્વર સાંભળતાં, ઉપમન્યુ મુખેથી ભણે. ગુ૦૬

'અહો ગુરૂ હું પડયો કુવામાં તમ પૂન્યે જીવતો રહ્યો ;
દિશા સુજે નહિ અહો ગુરૂજી થયો હું આંખે આંધળો.' ગુ૦૭

ધૌમ્ય કહે 'ઉપમન્યુ તુજને, શોધ્યો મેતો બહુ સ્થળે;
કુવે પડયો તે કેમ જડેતું, બહાર નીકળની તું હવે.' ગુ૦૮

ઉપમન્યુ કહે 'ભુખે તરશે, થયો બહુ હું આકળો;
ગૌચારીને ઘેર આવતાં, ખાધો મેતો આકડો.' ગુ૦૯

તેથી અંધ થયો હું આંખે, ગરમી લાગી મુજને;
દિશાશુન્ય થયો હું તેથી, પડયો ગુરૂ હું આ કુવે. ગુ૦૧૦

કહો ગુરૂ શીરીતે નિસરૂં. શીરીતે થાઉં હું દેખતો;
અંધ દશામા જાણું મનથી ખરેખરો જીવતો મુવો. ગુ૦૧૧

ધૌમ્ય કહે ધીરજ રાખી તું કરજે સ્તુતિ કુમારની;
અશ્વિનીકુમાર પ્રસન થઇ તુજને, કરે દેખતો ધારની. ગુ૦૧૨

મન વચન કર્મે તું સ્તવજે, અશ્વિનીકુમારને;
તારાં ચક્ષુએ તેજ આવશે, જયારે પાપ નિવારશે'. ગુ૦૧૩

એવું કહીને શિષ્યો સાથે, ધૌમ્ય ઋષિ આશ્રમ ગયા;
ઉપમન્યુએ કરી પ્રાર્થના, અશ્વિનીકુમાર પ્રસન્ન થયા. ગુ૦૧૪
કરે સ્તવન ઉસો કુવામાં ઉગ્ર રાગ તાંણી ભણે;
હરિસુખ સ્વામિને રહ્યો પ્રણામી વારં વાર ચરણે નમે. ગુ૦૧૫

## ઉપમન્યુથી સ્તુતિ.

૪

"અહો પુત્ર *ઉદધિ કો નથી આ સમય તમ વિન માહરૂં,
આ અંધ હું સ્તવું અશ્વની ધરૂં ધ્યાન અંતર તાહરૂં;
ધનવંતરી વૈદ્ય આપ છો આ નેત્ર મારાં આપજો,
અમીદ્રષ્ટિ અમૃત ઔષધી આ નેત્રો ઉપર નાખજો. ૧
અહો લક્ષ્મિબંધુ તાત સિંધુ છો વિર ઐરાવત તણા,
સહુ દેવ દાનવ મથી લાવ્યા વિષ્ણુ વહ્લભ છો ઘણા;
અમીદ્રષ્ટિ ને અમીવૃષ્ટિથી મમ નેત્ર દિવ્ય તમે કરો,
હે જગત વૈદ્ય અશ્વ શંખ ભ્રાતા દુઃખ મારૂં સૌ હરો. ૨
સમુદ્ર મથીયો શ્રીહરિએ ઉત્પત્તિ ત્યાં આપની,
અમૃત ઓષધિ આપી મારાં નેત્રો પીડા કાપવી;
છો શ્યામવર્ણે વિષ્ણુ અંશી પીળાં પીતાંબર ધારીયાં,
છે શ્વેત કુંડળ કંઠમાળા વાગાંબરો છે પહેરીયાં. ૩

૪ "અહો દેવના પણ દેવ તું તતખેવ દિલમાં ધર દયા" એ રાગ. * દરીયાપુત્ર.

બહુ રૂપ છે અનુપ જેનું અમૃત કમંડળ કર વિષે,
શિર કેશ વાળી વાંકડી કર કંકણો રૂડાં દિસે,
પ્રભુ ભક્તિ મારી આ સ્વીકારી વિનતિ ઉર ધારજો,
હરિસુખ સ્વામિ રહું પ્રણામી થયો અંધ તે દુઃખ કાપજો.

૫

ધનવંતરી આવ્યા ધાઈ, ઉપમન્યુએ સ્તુતિ ગાઇ,
પ્રસન્ન થયા સમુદ્રના સુત દેવ અશ્વિની અદ્ભુત. ૧
પાસે આવી આપ્યો માલપુવો 'ખાઓ ઉપમન્યુ શીદ રૂવો,'
ઉપમન્યુ કહે 'અહો દેવ, ગુરૂ આજ્ઞાએ ખાવાની ટેવ.' ૨
ગુરૂજી આપે આજ્ઞા તો ખાઉં નહિ તો ભલે ભૂખે મરી જાઉં';
કહે ફરી અશ્વિનીકુમાર 'ઉપમન્યુ તું કંઇ વિચાર. ૩
તારા ગુરૂને મેં એકવાર, આપ્યો માલપુવો ખાવા સાર;
એણે ગુરૂની આજ્ઞા નથી માગી, ભૂખ લાગી તેથી ગયો પ્રાસી." ૪
ઉપમન્યુ કહે "પ્રભુ મારા, સાચાં વચનો માનું તમારાં;
હું તો ગુરૂના ચરણોને સેવું આજ્ઞા વિના મારે કંઇ ન લેવું. ૫
પ્રભુ કોપો તો ગુરૂ બચાવે, ગુરૂ કોપે કો ન આડે આવે;
મારે ગુરૂ પિતા વળી માતા ગુરૂ ઇશ્વર વિદ્યાના દાતા. ૬

૫ ચોપાઈ.

દીધો વિદ્યા ભણાવી વિદાય, શિષ્યો નમ્યા ગુરૂને પાય;
ઘેર ગયા થયા ગુરૂ પોતે, વિદ્યાદાન કરે છે જાતે. ૧૬

# લક્ષદત્તાની વાત

૧

શોભે સુંદર લક્ષદત્તનગરી, લક્ષદત્ત રાજન;
ધર્મ નિપૂણ ને ઉદાર દિલનો, અતિ શુરાતન તન. ૧

ઉદાર દિલનો તેથી તેનું, લક્ષદત્ત પડયું નામ;
યાચક જન કોઇ પાછો ન જાય, આપે લક્ષ્મી અન્નનું દાન. ૨

એક હતો લબ્ધદત્ત નામે કઠીયારો કંગાલ;
માથે જટા કેડે ચામડું વિંટયું, શરીરે હાલ હવાલ. ૩

લક્ષદત્તના મ્હેલની નિચે, તે બેસતો અહોનિશ;
ચારે રૂતુ ગાળતો તે ઠામે, તપ કરતો રાત ને દિન. ૪

લક્ષદત્તે તેને કંઇ નવ આપ્યું, લાંગનો લેવા કાજ;
કર્મ આડું આવીને ફરતું, થયો નિવૃત્ત નિરાશ. ૫

એક સમયે લક્ષદત્ત રાજા શીકાર અર્થે જાય;
હાથમાં ડાંગને દુબળે વેશે, કઠીયારો પાછળ થાય. ૬

---

૧ " ઓખા કહે છે ચિત્રલખાને " એ રાગ.

લક્ષદત્તે ત્યાં શીકાર કીધો, નિત્ય નિયમ અનુસાર;
કઠીયારે એક ડાંગથી માર્યો, વાઘ વરૂ ત્રણ ચાર. ૭

આવું પરાક્રમ જોઇ વિચારે, લક્ષદત્ત મન માંહી;
વિર પુરૂષ આ છે કોઇ આવ્યો, લઇને ડાંગ હાથ માંહી. ૮

વિચાર કરતો ઘેર તે આવ્યો, ચાલ્યો કઠીયારો પાછળ;
નિત્ય નિયમસર આવીને બેઠો, રાયના મહેલ આગળ. ૯

એવે સમે યુધ્ધ કરવા ચાલ્યો, લક્ષદત્ત સૈન્યની સાથે;
પાછળ પાછળ ચાલ્યો કઠીયારો, ઘોકો લીધો છે હાથે.૧૦

શત્રુનું કાઢયું છે નિકંદન, કઠીયારાના દંડે;
જીત થઇ લક્ષદત્તની ત્યાં સહુ, શત્રુ નાઠા આક્રંદે.૧૧

બહુ પરાક્રમ જોયું તો પણ, રાયે ન આપ્યું દામ;
પાંચ વરસ વિત્યાં લબ્ધદત્તને લાંઘતાં રાયને ધામ.૧૨

લક્ષદત્તને આવી દયા, બહુ કરે મન વિચાર;
ઘણા વર્ષોથી આશામાં બેઠો પણ આપી નથી મુઠી જાર.૧૩

એણે મારાં બહુ કામો કીધાં, તેથી આપવું એને કાંઇ;
ગુપ્તદાન આપું હું એને, રાજા વિચારે મન માંહી.૧૪

એના ઉપર કૃપા ઇશ્વરની, છે કે નહિ તે જણાય;
કોળું મંગાવી રત્ન ભરીને, આપે કઠીયારાને રાય.૧૫

સહુ સભાના દેખતાં આપ્યું, 'કહે કઠીયારા તું બોલ;
કવિત કોઇ આવડતું હોય તો, થાશે તારો તોલ.૧૭

ભરી સભા મધ્ય લબ્ધદત્ત ઉભો, કરે છે વિચાર;
હરિસુખસ્વામી જીહ્વાએ વસજો શારદાજી સાથે આવાર. ૧૮

૨

"લક્ષદત્ત દાતારી તે દાન દિન દિન કરે,
દાની માની કીર્તિ એથી લક્ષદત્ત નામ છે;
પ્રારબ્ધ આધિન સહુને, આપે માગ્યું ભૂમિપતિ,
નથી પૂર્વ લેણું ઠર્યું, એક લબ્ધદત્તને.
પ્રસન્નતા પ્રભુ તણી, નથી મારાપર થઇ,
મિથ્યા લોભ માન કરૂં, લઉં દાન દઉં કહું;
કીરતાર કૃપા વિના સર્વ વ્યર્થ જાણું યત્ન.
લેણ દેણ લેવું પુર્વ, સંચીતના કર્મથી,
લક્ષવસા માગણું જો હોય, લક્ષદત્તથી તો,
લક્ષ લાભ આપે, કાપે કષ્ટ મારૂં જાણવું,
લક્ષવાર આપે યાચ્યું, લક્ષ યત્ન કરી કરી,
પણ હરિસુખ સ્વામી, રીજે ત્યારે પામવું:"

---

૨ કવિત.

૩

થયો પ્રસન્ન લક્ષદત્ત રાજન, કહે કઠીયારા તને ધન.
સાકર કોળું રત્નોથી ભર્યું, ગુપ્ત દાન ભૂપતિએ કર્યું. ૧

સાકર કોળુ આપ્યું સહુ હસે, થયા ઉદાસી સભા વિષે;
કોણ જાણે કેવું એનું ભાગ્ય, માગ્યું મળતું નથી એને આજ. ૨

સાકર કોળુ લીધું કઠીયારો જાય, મળ્યો બ્રાહ્મણ મારગ માંહ્ય;
ખરીદી લીધું બ્રાહ્મણે કોળું, દામ બદલે આપ્યું વસ્ત્ર ધોળું ૩

ખરીદી કોળુ તે બ્રાહ્મણ જાય, લક્ષદત્તને ધર્યું નમી પાય.
જોઇ કોળું લક્ષદત્તે કહ્યું, દ્વીજ ક્યાંથી લાવ્યો ને શું થાય. ૪

બ્રાહ્મણ કહે સાંભળો મહારાજ, મેં લીધું એ કઠીયારા પાસ,
ઉત્તમ કોળું દેખી લાવ્યો આંહીં, ધરવા રાયજી ચર્ણો માંહીં. ૫

લક્ષદત્ત રાજા પામ્યો બહુ ખેદ, જાણ્યો કઠીયારાનો કર્મ ભેદ;
પૂરા પૂર્વના પાપના પૂંજ, દરીદ્રને પડે નહિ સુજ. ૬

રત્ન ભર્યું કોળું વેચી દિધું હજી કર્મ એનું નથી સીધું;
ફરી અજમાવું મારૂં યત્ન, આપું એજ કોળું ભર્યાં રત્ન. ૭

રાયે સભા ભરી બેઠા ત્યાંય, કઠીયારો તેડ્યો સભા માંહ્ય,
નિત્ય નિયમે બેઠો દ્વાર પાસે, રાખી અંત્તરમાં શુભ આશ. ૮

૩ ચોપાઇ.

આપ્યું કોળું લક્ષદત્તે એને, હતી આશા વડી મન જેને,
કોળું લીધું ને લાગ્યો પાય, ચિન્તાતુર મનેથી તે જાય. ૯

વળી સભાજન કરે વિચાર, સાકરકોળે શું થાય ઉદ્ધાર;
કઠીયારો નિજ માર્ગે પળ્યો, સભાસદ એક સામો મળ્યો. ૧૦

સભાસદે આપ્યાં કઠીયારાને વસ્ત્રો, કોળું ખરીદી લીધો રસ્તો.
સભાસદ આવ્યો કોળું લઇ, મુક્યું લક્ષદત્ત પાસે જઇ.૧૧

કહે રાજા 'ક્યાંથી આ તો લાવ્યા, કહો સાચું મને બહુ ભાવ્યા
મને થાય અચંબો મનમાં, નથી લક્ષ્મી કંગાલ કર્મમાં.'૧૨

સભાસદ કહે રાય કને, કોળું વેચ્યું કઠીયારે મને.
એવું સાંભળી લક્ષદત્ત બોલે, નથી ઇશ્વર ગતિની કોઇ તોલે૧૩

કરે વિચાર વિધ વિધ મન, અહો ઇશ્વર તમને છે ધન્ય,
કઠીયારાનું કર્મ છે શુન્ય, નથી થાતી લક્ષ્મી પ્રસન્ન.૧૪

પ્રભુ એક વખત કરૂં યત્ન આપી કોળું તેને કરી યત્ન,
સભા ભરીને બેઠો રાય, બોલાવ્યો કઠીયારાને ત્યાંય.૧૫

આપ્યું કોળું ને થયો પ્રસન્ન. કપટી કહે મન ધન ધન,
કોળું લીધું ને ચાલ્યો જાય, આવ્યો સિધો રાણી વાસમાંહ્ય.૧૬

રાણીએ કોળું તે લીધું, ફળ બદલે સૂવર્ણ ફળ દીધું;
મુક્યું સાચવી તે ઘર માંહ્ય, કઠીયારો હરખીને જાય.૧૭

રાય આવ્યા રાણીવાસમાં, નથી વાત મન કે ચિત્તમાં,
રાણીએ આપ્યું કોળુ લઇ, સુવર્ણ આપી લીધું સહી.૧૮

લક્ષદત્ત કહે.'કયાંથી લીધું', જે મેં કઠીયારાને દિધું,'
રાણી કહે 'કઠીયારા પાસે, ખરીદી લીધું મેં આજે.૧૯

સુવર્ણ એ બદલે આપીયું, નવીન કોળુ ઘરમાં રાખીયું;'
રાણી વચન સુણીને રાય, અતિ વિસ્મય અંતરમાં થાય.૨૦

કઠીયારાના કર્મની ગતિ દેવ વિના કો જાણતું નથી,
કોળુ વળી આપું હું સહિ, એનું ભાગ્ય અજમાવું અહિં.૨૧

ફરી આપવા નિશ્ચય કરી, બેઠો રાય સભા વળી ભરી;
કઠીયારાને તેડયો ત્યાંય, જ્યાં બેઠો છે લક્ષદત્ત રાય.૨૨

કોળુ આપ્યું તેનું તેજ, ભાગ્યોદય થયું સતેજ,
લીધું કઠીયારાએ કોળુ હાથ, પડયુ કોળું લેતાંની સાથ.૨૩

પૃથ્વી પડતાં કડકા બે થયા, સહુ સભાજન જોઇને રહ્યા;
કઠીયારો મન ભયભિત થાય, રખે દંડશે મુજને રાય,૨૪

કોળાના કટકા રત્ને ભર્યા, કોળાં બીજ રત્નોના કર્યાં,
અસભ્ય લાભથી આનંદ અતિ, શું કઠીયારાની કર્મ ગતિ.૨૫

એજ ક્ષણે એ થયો ધનવાન, એ કોળે થયો લક્ષ્મીવાન;
ભાગ્ય ઉદય એનું આજે થયું, એજ કોળે દારીદ્રજ ગયું.૨૬

લક્ષદત્ત કહે "જુઓ સહુ જન આજે લક્ષ્મી થયાં પ્રસન્ન;
લક્ષ્મી અનુકુળ છે કે નહિ તે જોવા મે ધાર્યું અહિં.૨૭
ગુપ્ત દાન મે કોળાથી કર્યું, આપ્યું એને રત્ને ભર્યુ;
જ્યાં સુધી નોતુ ભાગ્યમાં, ત્યાં સુધી વેચ્યું વાટમાં.૨૮
આજે એનું ભાગ્ય છે ફર્યું, કોળું ફાટયું રત્ને ભર્યું;
મનુષ્ય યત્ન ને ઇશ્વર કૃપા, બે સાથે મળે સર્વથા.૨૯
તોજ મળે લક્ષ્મી યશ બધે, લાજ આબરૂ કીર્તિ વધે;
ઇષ્ટકૃપા જો નવ શિર થાય,મનુષ્ય યત્ન સહુ નિષ્ફળ જાય.૩૦
ઇશ્વર મરજી થાયે શુભ, રંક હોય તે થાયે ભૂપ;
ઉદ્યોગે ઇશ્વરનો વાસ, સત્ય નિયમે લક્ષ્મી નિવાસ."૩૧



# કૌશિક બ્રાહ્મણ ને પતિવ્રતા સ્ત્રી.

૧

કૌશિક નામે બ્રાહ્મણ હતો, વેદ વિદ્યાનો જાણ;
તપને તે ધન્ય માનતો, હતો જ્ઞાનની ખાંણ. ૧
કૌશિક વેદ ભણે સુખે, બેશી વૃક્ષની છાંય;
બગલી બેઠી તરૂ ડાળમાં, ચરક નાંખી તેણે ત્યાંય. ૨

---

૧ દોહરો.

ચરક પડી બ્રાહ્મણ [illegible], કોપ્યો તે તતકાળ;
ક્રોધાગ્નિ વરસી રહ્યો, દ્રષ્ટી નાંખી ડાળ. ૩

બગલી તફડીને પડી, ધરતીએ તે વાર,
ક્રોધ જવાળ લાગી ગઇ, બગલીનો આવ્યો કાળ ૪

પસ્તાયો તે બહુ રીતે, કૌશિક જ્ઞાની બ્રહ્મ,
દ્વેશ ક્રોધને વશ થઈ, આ શું બાંધ્યું મેં કર્મ. ૫

ઇશ્વર ઇચ્છા બળવાન છે, વાળ્યું તેણે મન;
તપ મારો બહુ પ્રબળ છે, હરિસુખ દેવ તને ધન ધન. ૬

૨

નિત્ય કર્મ કરીને કૌશિક, ગયો ગામમાં માગવા ભિખ
નિજ ગામથી થોડે દુર, હતું ગામડું ત્યાં ગયો શુર. ૧

રહે ગૃહસ્થ તે ગામની માંહ્ય, ભિક્ષા અર્થે ગયો તે ત્યાંય,
'આપો ભિક્ષા' વદે બ્રાહ્મણ, માંજે ગૃહસ્થની પત્નિ વાસણ. ૨

સાધવી કહે 'ઉભા રહો ઋષિ, આપું ભિક્ષા હું વાસણ ઘસી,
એવે આવ્યો તે નારીનો સ્વામી, ઘેર જમવાને આનંદ પામી. ૩

સ્વામી સેવામાં સાધવી પડી, ભિક્ષા આપવી નવ સાંભરી,
આપ્યું આસન બેસવા કાજે, જળ પાત્ર આપ્યું નિજ હાથે. ૪

---

૨ ચોપાઇ.

નાનાવિધના ભોજન લાવી, નિજ સ્વામીને થાળ ધરાવી,
તન મન કર્મ ને વાચાથી, સતી રહેતી સ્વામીને આરાધી. ૫

સ્ત્રીને સ્વામી હતો ઇષ્ટ દેવ, નિત્ય નમીને કરતી સેવ,
ધર્મ અર્થ કામને મોક્ષ, સર્વ કાર્યમાં રહેતી સમક્ષ. ૬

સ્ત્રીના જે જે પતિવૃતા ધર્મ, તે તે પાળીને કરતી કર્મ,
સાતે ઇન્દ્રીઓ વશ છે જેને, શડ્ રિપુ નડે નહિ તેને. ૭

એવી દેહ દમન કરનારી, સતી સાધવી ગૃહસ્થની નારી,
પતિની સેવા કરી રહી જ્યારે, ભિક્ષુક આવેલો સાંભર્યો ત્યારે. ૮

ભિક્ષા કરમા લઇ આવી વહેલી, આપે બ્રાહ્મણને મન મહેલી,
કહે બ્રાહ્મણ આ શું કીધું, ઉભો રહે કહી અન્ન ન દિધું. ૯

ખોટી કીધો મને બહુ વાર, આ તે કેવા તારા આચાર,
જાઓ કહ્યું હતે તો હું જાત, આવો શ્રમ મને નવ થાત.” ૧૦

થયો ક્રોધે તે રાતોચોળ, તે જોઇ સાધવી બોલી બોલ,
‘શાન્ત થાઓ તમે જરા બ્રહ્મ, નથી વિદ્વાનનું આ કર્મ. ૧૧

જ્ઞાની હોય તેને નવ હોય ક્રોધ, માન પાનથી તેને વિરોધ,
મારા પતિ આવ્યા ભુખ્યા ઘેર, તેને તૃપ્ત કરી સહુ પેર. ૧૨

તમને આપવા આવી હું દાન, મારે પતિ છે ઇષ્ટ સમાન,
કરૂં પહેલી પતિની સેવા, મારે પતિ છે દેવનાદેવ. ૧૩

માટે ક્રોધ ન કરવો બ્રાહ્મણ, ક્ષમા કરવી ઘટે છું શર્ણ,"
બ્રાહ્મણ કહે 'સાંભળ સતી, અપમાન કરે તું અતિ. ૧૪

નમે ઇન્દ્ર બ્રહ્મા બ્રાહ્મણને, તો તું ગૃહસ્થી શું કામ ન નમે,
જાણ અગ્નિ જેવા બ્રાહ્મણ, બાળી ભસ્મ કરે પૃથ્વી પણ." ૧૫

"અરે મહા મુનિ કૌશિક, આમ ક્રોધ કરો તમે સીદ,
નથી બગલીના જેવી હું નાર, કહો શું તમે મને કરનાર. ૧૬

નથી કરતી હું કંઇ અપમાન, આપી ભિક્ષા દઇને માન,
હું જાણું છું બ્રાહ્મણનો પ્રતાપ, શાપે બ્રાહ્મણ તારે આપ. ૧૭

કીધો અગત્સ્યે ખારો સમુદ્ર, શુદ્ધ બ્રાહ્મણ છે મહારૂદ્ર,
વળી વાતાપીને પચાવ્યો, ગર્વ અગત્સ્યે તેનો મુકાવ્યો. ૧૮

દંડકારણ્ય બળે છે હજી, બ્રહ્મ ક્રોધે તે પણ ઋષિ,
ને ક્ષમા કરો એમ યાચું, નમી નમીને કહું સાચું. ૧૯

મને રૂચે પતિવૃત ધર્મ, મિથ્યા જાણું હું બીજા કર્મ,
મને પતિ છે ઇષ્ટ દેવ, કરૂં દેવ માની તેની સેવ. ૨૦

હું તો તેનું ફળ છઉં પામી, તમે જુઓ કહું છું પ્રણામી,
તમે ક્રોધથી બગલીને મારી, તે મેં પતિવૃતથી છે જાણી. ૨૧

ક્રોધ લોભો છે પાપનું મૂળ, સદા સંતાપે જેવી સુળ,
ક્રોધે નાસે છે વેગળી સિદ્ધિ, ક્રોધે ભ્રષ્ટ થાય છે બુદ્ધિ. ૨૨

માટે સમજીને બ્રાહ્મણ ધર્મ, તમે કરોની સાત્વિક કર્મ,
જપ તપમાં છો પરાયણ, તમે પવિત્ર શુદ્ધ બ્રાહ્મણ. ૨૩
સર્વ ધર્મનું એ છે રહસ્ય, તમ દ્રષ્ટિથી એ છે અદૃસ્ય,
માટે જાઓ મીથીલા નગરી, ધર્મવ્યાધને પુછો વાત સઘળી. ૨૪
તમને કહેશે તે સર્વ વૃત્તાંત, થશો અંતરમાં તમે શાન્ત,"
કૌશિક કહે થાઓ કલ્યાણ, કરૂં મિથિલા જવા પર્યાણ. ૨૫
ત્યાં જઇ સંદેહ મારો ટાળું, હરિસુખ દેવનું જ્ઞાન નિહાળું,
જે છે સર્વજ્ઞને સર્વ વ્યાપી, પ્રંજાપાળક પૂર્ણ પ્રતાપી. ૨૬

## કૌશિક ને ધર્મવ્યાધ.

૩

વેગે વેગે કૌશિક બ્રાહ્મણ ચાલ્યો, કૌશિકે રસ્તો મિથિલાનો ઝાલ્યો. વે૦
મિથિલાનગરીની સુંદર શોભા, નિરખતાં ગામમાં ચાલ્યો,
ચૌટું ને ચોક બજારે ફરતાં, સંદેશો પુછવા માંડયો. વે૦ ૧
'નગ્ર નિવાસી કહો મને એટલું', માર્ગ આ કયાંરે જવાનો,
ધર્મવ્યાધનું ક્યાં ઘર આવ્યું, ભલા થઇને બતાવો.' વે૦ ૨
નગ્રવાસી કહે 'ખાટકી વાડે, ધર્મવ્યાધ છે બેઠો,
માંસ વેચે છે પશુઓનું પોતે, એ છે વેપારી એનો.' વે૦ ૩

---

૩ નમુ નમુ શિવ નિયંતા સ્વામી " એ રાગ.

કૌશિક બ્રાહ્મણ ખાટકી વાડે, વ્યાધને મળવા આવ્યો.
વ્યાધે બ્રાહ્મણને આદર આપી, પોતાની પાસે બેસાડયો. વે૦ ૪
કહો બ્રાહ્મણ "તમે કેમ છો આવ્યા, હું શરણે તમ આવ્યો,
વંદન હું કરૂં છું વારી વારી, પૂજનને અર્ચન સ્વિકારો. વે૦ ૫
મોકલ્યા તમને સાધવી સ્ત્રીએ, ચાલો મારે ઘેર આવો,
મનની શંકા પુછી નીવારો, સંદેહ ભાંગું તમારો." વે૦ ૬
કૌશિક વ્યાધ સાથે ઘેર આવ્યો, આસન આપી બેસાડયો,
પગ ધોયા ને પૂજન કીધું, પુષ્પમાળેથી વધાવ્યો. વે૦ ૭
બ્રાહ્મણ કહે 'અહો ધર્મવ્યાધજી ! માંસ તમે કેમ વેચો,
એવો વેપાર ન શોભે તમને, બીજા ઉદ્યોગે લાગો. વે૦ ૮
ખાટકીને ધંધે કંપારી છુટે, કર્મ દોષ જાય વાધ્યો,
હરિસુખનો દેવ કોપે વળી વ્યાધ, શાન્તી મારગ જાય આઘો.' વે૦ ૯

## વ્યાધે કૌશિકને જ્ઞાન આપ્યું.

૪

કૌશિકનું કહેવું સુણીને, કહે છે વ્યાધ વાણીરે.
"અહો કૌશિક ! તું સાચું કહે પણ, સાંભળ મારી વાત,
આ ધંધો મારે આદિ કાળનો, હું છું વ્યાધની જાત. કૌ૦ ૧

---

૪ "થશોના કાઈ કૃપણરે ધરો હરત જ્ઞાન દર્પણરે" એ રાગ.

જે જ્ઞાતિમાં જન્મ છે મારો, તેવાં કરૂં હું કામ,
પૂર્વ કર્મ આધિને છે મારૂં, કાર્ય આ જાણો તમામ. કૈ૦ ૨

ધર્મ પાળું હું મારા કુળનો, બાપીકો છે જેહ,
માતા પિતાને સેવું નિત્યે, અંતર રાખી સ્નેહ. કૈ૦ ૩

નિતિએથી ધંધો કરીને, લેવા પૈસા લાખ,
સત્યનું સેવન રાખું નિત્યે, કુડ કપટ કરી ત્યાગ. કૈ૦ ૪

પરદ્વેષપર નિન્દા નથી કરતો, કરતો નથી અન્યાય,
લખ્યા લેખ વિધાતાએ આવી, તેવાં કર્મો થાય. કૈ૦ ૫

પૂર્વના કર્મો પાછળ આવે, બીજા જન્મની માંહ્ય,
કર્માનુસારે બુદ્ધિ આવે, આ દેહ ઉચ્ચ નીચ થાય. કૈ૦ ૬

જે જાતિમાં જન્મ થયો તે, જાતિના કરી કર્મ,
નિતિજ્ઞાને ઉદ્યોગ કરીને, પાળવો શુભ સ્વધર્મ. કૈ૦ ૭

નથી હું હિંસા જાતે કરતો, વેચું લાવીને માંસ,
માંસ ભક્ષણ હું કરતો નથી, વળી બ્રહ્મચર્ય પાળું ખાસ. કૈ૦ ૮

વ્યાધની દેહે વસ્યા પરમાત્મા, તે તો શુદ્ધ સ્વરૂપ,
સવળે માર્ગે દોરે મને તે, અખંડ આનંદ સ્વરૂપ. કૈ૦ ૯

અહો કૌશિક મુજ પ્રત્યક્ષ દેવ છે, જુવો તમે કરો દર્શન,
એજ અખંડાનંદ છે મારે, એજ મારે સર્વ ધન. કૈ૦૧૦

નથી પૂજતો ધાતુની મૂર્તિ, નથી રાખતો આડંબર,
નથી પૂજતો દેવલમાં જઈ, નથી રાખતો દંભ. કૈ૦

આત્માને પરમાત્મા માની, સેવું છું માત તાત,
આવો જુવોને દર્શન કરો તમે, મારા દેવ બેઠા સાક્ષાત. કૈ

એજ ઇશ્વર ને એજ વિશ્વંભર, એજ છે આત્માનંદ,
એથી હરિસુખ જ્ઞાન વધે મારૂં, પાપ જાય નિકંદ. કૈ૦૧૬

## કૌશિકને વ્યાધના દેવના દર્શન.

૫

કહે 'વ્યાધ' ચાલો પૂઠે પુઠ મારી,
ગયા ઘર વિષે વ્યાધ કૌશિક ચાલી;
બહુ શોભીતો ખંડ છે સ્વચ્છ રૂડો,
બહુ બહેકતો કસ્તુરી ધુપ પુરો. ૧

હતું એક આસન શોભિત ત્યાં તો,
રૂડું છત્ર ચામરવાળું મુકયું જો;
બીરાજ્યાં હતાં આસને શુદ્ધ રૂપ,
પિતા માત ત્યાં વ્યાધના દેવ રૂપ. ૨

---

૫ ભુજંગી

વચ્ચે વૃદ્ધને શુદ્ધ પૂજન પામી,
અતી મન સંતુષ્ટ બેઠાં વિરામી;
બહુ દૈવી તેજે દિપે દિવ્ય રૂપ,
થયો શુદ્ધ આત્મા પૂજાથી અનુપ. ૩

જઈ વ્યાધ પાયે નમ્યો પ્રેમ આણી,
બહુ આશિષો શિર લીધી પ્રણામી;
પિતા માત બેઉ વૃદ્ધ સંતોષ પામી,
વખાણે બહુ વ્યાધને દુઃખ વામી. ૪

બધું જોય ઉભો ઉભો દ્વિજ ત્યાંય,
ખરે વ્યાધનો ધર્મ છે શુદ્ધ ન્યાય;
નમી વ્યાધના માતને તાત શોભે,
કૌશિકને પુછતાં વાત પોતે. ૫

“અરે બ્રાહ્મણ શ્રેષ્ઠ કુશળ આપ,
કીધો છે અમારો પવિત્ર અવાસ;’
બધી સામ સામી કુશળતા પુછીને,
કહે વ્યાધ કૌશિકને તો હસીને. ૬

‘જુઓ આજ છે ધર્મ ને કર્મ મારૂં,
હું તો પરમ દૈવત પિતા માત માનું;
ગણું દેવ એને ફળો ને ફુલોથી,
પૂજું અન્ન જળે લઇને હસ્ત પોથી. ૭

સહુ મંત્ર ઉપચારથી સેવું એને,
ગણું દેવમય દેહ સંતોશું તેને;
પિતા માત અગ્નિ ગુરૂનેજ આત્મા,
મનુષ્યના તો ગુરૂ પાંચ ગણવા. ૮

પિતા માત અગ્નિ ગુરૂ બ્રહ્મ આત્મા,
તેને પૂજ્યાથી ફળે સિદ્ધિ સતમાં;
બધા યજ્ઞ ને દાન ને સ્નાન તિર્થી,
વસે છેજ એમાં પૂજું તેથી વૃદ્ધો. ૯

ખરો ધર્મ એ છે સનાતન આપે,
પૂજે પાંચ જે ગૃહસ્થ એ ધર્મ પાળે;"
સુણી જોઇને ધર્મ કૌશિક કર્મ,
મુકી ગર્વ પાયે નમ્યો જાણી મર્મ. ૧૦

નમી વ્યાધને ત્યાંથી ચાલ્યો સ્વદેશે,
લીધું જ્ઞાનને શુદ્ધ સો ઉપદેશ;
પિતા માત પૂજે ગણી બ્રહ્મ દેવા,
હરિસુખ જો સતસંગે સુમેવા. ૧૧

—~*~—

# માન્ડવ્ય ઋષિ.

૧

માંડવ્ય ઋષિ તપ કરે રે લોલ, સત્યવાદીને ધર્મનિષ્ટ ઇષ્ટ,
સેવતારે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માંડમારે લોલ. ૧

તસ્કરો આવ્યા છે ઋષિ આશ્રમે રે લોલ, ચોરી શહેર માંથી બહુધન
ગુપ્ત ત્યાં રહ્યારે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૨

ચોર પુઠે રખેવાળ રાયનારે લોલ, આવ્યા છે શોધવાને કાજ,
ઋષિ જ્યાં હતારે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૩

પુછે ઋષિને સહુ અનુચરોરે લોલ, કહે ઋષિ ક્યાં અમારો ચોર,
દીઠા તેં જતારે લોલ, ચિત્ત ગયું બ્રહ્માન્ડમારે લોલ. ૪

ઋષિ છે સમાધિસ્થ નવ વદ્યારે લોલ, બ્રહ્મથી હતા એક તાર,
ભાન છે નહિ રે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૫

રાયના સેવકો ફરે ફાંફલા રે લોલ, શોધ્યો ઋષિનો આશ્રમ,
ઝાલ્યા ચોર છે રે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૬

સેવકોએ ચોર બાંધીયા રે લોલ, બાંધ્યા ઋષિને તેની સાથ,
એ પણ ચોર છે રે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૭

---

૧ "ગરબો ગાવાને સખી સંચર્યાં રે લોલ." એ રાગ.

ઋષિ છે સમાધિસ્થ ચિત્તમા રે લોલ, જાણે નહિ કશો મર્મ
કર્મ શું હવું રે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૮

હરિસુખ સ્વામી શરણે ઋષિ રે લોલ, નથી ચિત્તમાં સાનને ભાન,
છે તપોબળીરે લોલ, ચિત્ત ગયું છે બ્રહ્માન્ડમારે લોલ. ૯

## માન્ડવ્ય ઋષિ શુળી ઉપર.

૨

સેવક રાયના ચાલીચા, ચોર માન્ડવ્ય સાથ;
હાથ જોડીને ઉભા રહ્યા રાજાજીની પાસ. સેવ૦ ૧

રાજા કહે 'સેવક તમે શુળી કરો તૈયાર;
પાપીઓને ચઢાવજો, શુળીએ આવાર.' સેવ૦ ૨

આજ્ઞા રાજાની જ્યાં થઈ થયા સર્વ તૈયાર;
શુળીએ ચઢાવ્યા માન્ડવ્ય ઋષિ, ચોરો સાથે નિરાધાર. સેવ૦ ૩

માન્ડવ્ય છે મહા તપોબળી, મુક્યું દેહાભિમાન,
રહ્યા સજીવન શુળીએ, વિના ધાનને પાન. સેવ૦ ૪

માન્ડવ્ય શુળીએ તપ કરે, બોલાવે બીજા ઋષિને,
પક્ષીને રૂપે સહુ આવતા, માન્ડવ્ય પાસે નિશાએ. સેવ૦ ૫

---

૨ "વેદરલી વનમાં વલવલે" એ રાગ.

દુઃખી દેખીને માન્ડવ્ય ને, પરિતાપ તે પામ્યા,
પુછે શંકા શિલ થઇ સહુ, ક્યાંથી પાપ આવ્યાં. સેવ૦ ૬

માન્ડવ્ય કહે 'મિત્રો મ્હારા, પુર્વ દોષના દુઃખે,
ભોગવું હું છું પ્રારબ્ધને, કોને દોષ દઉં મુખે.' સેવ૦ ૭

દિવસ બહુ છે વિતિ ગયા, થઇ રાજાને જાણ,
સેવકો આવી કહે રાયને, કરી ઋષિના વખાણ. સેવ૦ ૮

'અરે નૃપતિ હજી જીવે છે,માન્ડવ્ય પૂન્ય શાળી,
આવી જુઓ તમે એ સ્થળે, જીવે કાયાને ગાળી. સેવ૦ ૯

પ્રજા પતિ ગયો તે સ્થળે, જ્યાં છે શુળીએ ઋષિ,
આત્મા નંદમાં આનંદ છે, હરિસુખ દેવ કરે સુખી. સેવ૦૧૦

## માન્ડવ્યને શુળી મુકત રાજાએ માગેલી ક્ષમા.

૩

બોલ્યો રાય જોડીને હાથ અમૃતની વાણી;
"ઋષિ ક્ષમા કરો અપરાધ, અજ્ઞાની જાણી;"
ઋષિને શુળીએથી ઉતાર્યા કાલાવાલા કરતો રે,
માન્ડવ્યમુની કદી શાપ મનેદે એવો ભય મન ધારતો. અમૃ૦ ૧

---

૩ 'અલબેલીરે અંબે માત.,, એ રાગ.

શુળીની અણી ઋષિઅંગમાંથી રાજા ખેંચી કાઢે રે,
શુળીનું મૂળ નિસર્યું નહિને કાપ્યું બહારને ભાગે. અમૃ૦ ૨
માન્ડવ્ય પાછા તપમાં બેઠા, પરમાર્થી થઇજાતે રે,
બ્રહ્મજ્ઞાનથી હરિસુખ લીધું, અલૌકિક ગુણ પ્રતાપે. અમૃ૦ ૩

## માન્ડવ્ય અને યમરાજા.

૪

માન્ડવ્ય ચાલ્યા, એક સમે યમરાયને સ્વર્ગે પુછવા,
પુછે માન્ડવ્ય બહુ ક્રોધ કરી, ધર્મરાય વાત કહોને ખરી;
શાં પાપ કર્યાં મેં અણજાણે કરી. માન્ડવ્ય૦ ૧
શા પાપે શુળીનું દુઃખ દિધું, કહો જોઈ ખરૂં જે હોય કીધું,
કેવું પૂન્ય કેવું તપ મેં તો કીધું. માન્ડવ્ય૦ ૨
ધર્મરાય કહે સાંભળોનીઋષિ તમે પતંગીયાને શુળ ખોશી,
તે પાપે પામ્યા છો કષ્ટી. માન્ડવ્ય૦ ૩
જેમ દાન થોડું પણ ફળ ઝાઝું, બહુ કાળે પણ આપે પાછું,
તેમ પાપનું ફળ આ છે આવ્યું. માન્ડવ્ય૦ ૪
કહે માન્ડવ્ય અહો સ્વર્ગપતિ, કયારે પાપ થયું એ મારી વતી,
કહો વિવેકથી એ સર્વ કથી. માન્ડવ્ય૦ ૫

---

૬ "રામ લક્ષમણ વનમાં સીધાવતાં-એ રાગ.

યમરાય કહે બાળક વયમાં કર્યું પાપ તમે અવિનયમાં.
ફળ પામ્યાં તેનું વૃદ્ધ વયમાં. માન્ડવ્ય૦ ૬
માન્ડવ્ય કહે "અહો સ્વર્ગપતિ, બાર વર્ષ અંદર કોઇ બાળ અતિ.
કરે પાપ તો એ અધર્મ નથી. માન્ડવ્ય૦ ૭
નવ જ્ઞાન હોય કંઇ ધર્મ તણું, નવ શાસ્ત્ર ભણેલો હોય અણું.
શું નામ જાણે પૂન્ય પાપ તણું. માન્ડવ્ય૦ ૮
મેં અલ્પ કર્યો અપરાધ અરે મને દંડ દીધો બહુજ ખરે,
મને ક્રોધ વ્યાપ્યો અંગો અંગરે. માન્ડવ્ય૦ ૯
સહુ વધ કરતાં બ્રાહ્મણવધનો. બહુ દોષ વદે છે શાસ્ત્રી જનો,
તે તમે કીધો યમરાય ખરો. માન્ડવ્ય૦ ૧૦
અરે ધર્મ તને એ દોશ થકી, પૃથ્વી પર પડવું પડશે નકી,
તું થશે શુદ્ર જ્ઞાતીનો નકી. માન્ડવ્ય૦ ૧૧
હું બાંધું મર્યાદા એવી, શીખામણ નિશ્ચય તે લેવી,
ધર્મરાય તારે સાંભળી લેવી. માન્ડવ્ય૦ ૧૨
કરે ચૌદ વર્ષ સુધી પાપો, કોઇ હાથે રહીને બાળકો,
તેને દોષ નડે નહિ હોય અમાપો. માન્ડવ્ય૦ ૧૩
પંદરમે પાપ કરે જે જે ભોગાતન ભોગી થાયજ તે,
તેને હરિગુણ સ્વામી વિમૂણ રહેરે. માન્ડવ્ય૦ ૧૪

# દ્રૌપદિ અને સત્યભામા.

એક સમે દ્રૌપદિને મળવા, સત્યભામાજી પધારીયાં,
અન્યો અન્ય મળ્યાં હેતેથી, અંતર આનંદ પામીયાં. એક૦ ૧

સત્યભામા કહે "અહો દ્રૌપદિ, તમે પાંચ પતિની રાણી છો,
સતી સાધવી ને વિવેકી, ધર્મ તણી પટરાણી છો. એક૦ ૨

કહો બેની તમે પાંચે પતિને, વશ કેવી રીતે કર્યા,
કેવી રીતે તમે પાંચ પતિના, મન રીઝવી મોહિત કર્યા. એક૦ ૩

ખીજે નહિ તે સ્વામી તમારા, રીસ કરે નહિ કો દિને,
આજ્ઞા આધિન સ્વામી તમારા, કેમ રહે તે કહો મને. એક૦ ૪

વળી તમારા મુખના સાસુ, પ્રેમે નિરખી બેસી રહે,
શું વ્રત તપથી વશ તમે કીધા, સતી દ્રૌપદિ સાચું કહે. એક૦ ૫

વિદ્યા એવી વશીકરણની, કે કંઇ ઔષધિ કીધી,
કે અંજન કંઇ એવું આંજ્યું, વશ રહે પાંચે પતિ. એક૦ ૬

સતી દ્રૌપદિ મને બતાવો, પતિ વશ કરવા યોજના,
મારા કૃષ્ણપતિ વશ વર્તે, રહે નિકટ તે રોજના. એક૦ ૭

---

૧ "એક સમે ભિખુભાન ઘેર પ્રીતે પ્રભુજી પધારીયા" એ રાગ.

સૌભાગ્ય વધે ને યશ પામું વળી, કૃષ્ણ પતિ આધિન રહે,
હરિસુખ સ્વામી અંતરયામી, કહો દ્રૌપદિ કેમ દિલ ચહે. એક૦ ૮

## દ્રૌપદિનો બોધ.

૨

દ્રૌપદી કહે "સતી તમે સાચાં, શાણી સખી સાંભળોની સત્યભામા,
તમે સત્યભામાજી આ શું બોલ્યાં, સતી માટે ઘટે નહિ બોલ આવા.
તમે પુછો દુરાચારીણીની વાત, કરે એવાં કૃત્યો તે સાક્ષાત, દ્રૌ૦ ૧
તમે શ્રીકૃષ્ણજીના પટરાણી, પુછો મને સંદેહ આણી વાણી,
સતી સત્યભામાને ઘટે નહિ આવું, વશીકરણ વિદ્યા તે
શું બતાવું. દ્રૌ૦ ૨
મંત્ર તંત્ર કે અંજન આંજ્યાથી, પતિ વશ કોઇના થતા નથી,
જાણે પતિ નારીનાં એવાં કર્મ, ધિક્કારે નિજ સ્ત્રીને વળી
ધર્મ. દ્રૌ૦ ૩
ઔષધિ પાયાથી વશ નવ વર્તે, ખરેખરૂં વિનાશનું એ ઠગ છે,
દોરા ચીઠ્ઠી અંજન કે ઔષધિ, પતિવશ કરવા કરવું નહિ
કદી. દ્રૌ૦ ૪

---

૨ "રીસાવ્યા રસીક સંગાથે રાધા" એ રાગ.

લજ્જા એથી સતી સ્ત્રીની જાય, વળી પતિ અંગે કુષ્ટીત રોગ થાય.
કરવા નહિ એવા કદી ઉપાય, એથી તો અશુભ ઉલટું થાય. દ્રૌ૦ ૫
સતી સત્યભામા સાંભળો વાણી, પતિ વશ શાથી રહે તે લો જાણી,
શાથી સ્વામી સ્નેહમુદ્રા બતાવે. હરિસુખ સ્વામી શાથી.
ભજે બહુ ભાવે." દ્રૌ૦ ૬

## વશીકરણ વિદ્યા.

૩

સત્યભામાને કહે છે દ્રૌપદિ, "પતિ વશ રહેવાની વાત.
ધર્મ કહું શાક્ષાત, સતિ સાધવી તણાં. ૧
એની ઉઠું પ્રભાતના પહોરમાં, સુર્ય પૃથ્વીને લાગી પાય,
માગું છું ક્ષમાય, સતી સાધવી તણા. ૨
નમુ પાંચે પતિ સાથ શોકને, નમું સાસુ વડીલને પાય,
સંતોષી તે થાય, સતી સાધવી તણા. ૩
તજું કામને ક્રોધ સહુ અંગના, વળી તજી તન અહંકાર,
પાળું સદાચાર, સતી શોધવી તણા. ૪
મન ઇચ્છાઓ આત્મામાં અર્પીને, કરૂં ઇર્ષા માત્રો દુર,
થઈ દ્રઢ શુર, સતી સાધવી તણા. ૫

---

૩ " રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં " એ રાગ.

નથી વિનય વના કદી બોલતી, નથી કરતી અવિચારી કામ,
રાખું લજા ધામ, સતી સાધવી તણા. ૬

સુતાં બેસતાં હરતાં ફરતાં કદી, નથી કરતી લજાનો ત્યાગ,
એ છે મારો યાગ, સતી સાધવી તણા. ૭

હોય રૂપ યૌવન ઇષ્ટ પરનરે, તોપણ મારે મને તે કનિષ્ટ,
જોતી નથી દ્રષ્ટ સતી સાધવી તણા. ૮

પ્રભુસમ પતિ ગણી સેવા કરૂં, કરૂં ઘરનું હું ઉજવળ કામ,
જે હોય તમામ, સતી સાધવી તણા. ૯

સૂર્ય ચંદ્ર અગ્નિ ધર્મ ઇશ સમા, પતિ મારાની મરજીને જોઇ,
કરૂં કાર્ય કોઇ, સતી સાધવી તણા. ૧૦

મારૂં તન મન ધન પતિને પતિ, કરૂં સેવા હું અહોનિશ,
પતિ મારે ઇશ, સતી સાધવી તણા. ૧૧

રાંધું રસોઇ હું નાનાવિધની, ધરૂં થાળ પતિ સનમૂખ,
વડીલ પ્રમુખ, સતી સાધવી તણા. ૧૨

સહુને સંતોષી ભોજન હું કરૂં, એ છે મારૂં સદા
નિત્ય કર્મ, વળી એજ ધર્મ સતી સાધવી તણા. ૧૩

પતિ જે પાક જમે તે હું જમું, પાળું પતિવ્રત બ્રહ્મચર્ય,
ધર્મ જાણી સહુ મર્મ, સતી સાધવી તણા. ૧૪

સાસુ કુંતાજીની સેવા હું કરૂં, મારા તન મનથી ધરી નેહ,
તેથી વડીલ સ્નેહ સતી સાધવી તણા. ૧૫

કરૂં રાત્રી દિવસ ઘર કામ હું જે જે હોય છે ગૃહસ્થોનું કામ,
ધરી મન હામ, સતી સાધવી તણા. ૧૬

મન સાધું કરી ફરૂં જગતમાં, તોડી તૃષ્ણા તણા સહુતાર,
સેવું કીરતાર, સતી સાધવી તણા. ૧૭

રહું પતિ વડીલ સેવામાં મચી, પણ મન રાખું હરિ શર્ણે,
નમી તેને ચર્ણે, સતી સાધવી તણા. ૧૮

બેન એજ વશીકરણ ઔષધી, મારી પાસે છે શીખો પવિત્ર,
બીજાં ખોટાં ચિત્ર, સતી સાધવી તણા. ૧૯

શુદ્ધ ચિત્ત પતિ સેવા ભક્તિ તે, વશીકરણ એ શુદ્ધ ઉપાય
પતિ વશ થાય, સતી સાધવી તણા. ૨૦

બેની કપટ પતિથી ન રાખવું, પરપુરૂષનો કરવો ત્યાગ,
રાખી મન વૈરાગ, સતી સાધવી તણા. ૨૧

તમારે સચરાચર પતિ પાસ છે, તમારે સર્વેશ્વર સમર્થ
જે છે તત્ સત્, સતી સાધવી તણા. ૨૨

તમે કૃષ્ણ પતિને રીજવો, રહો સવ વાતે અનુકુળ,
કાઢી કલેશ મૂળ, સતી સાધવી તણા. ૨૩

તમે સપત્નિ કરતાં વધુ રહો, તમારા પતિને આધિન નિત્ય,
હરીને પતિ ચિત્ત, સતી સાધવી તણા. ૨૪

પ્રેમે પૂજો પતિની પાદુકા, તેથી કૃષ્ણજી થાશે પ્રસન્ન,
જોઇ શુદ્ધ મન, સતી સાધવી તણા. ૨૫

સાચું જુઠું કદી વદવું નહિ, પતિ પાસે સપત્નિને માટ,
કરાવી ઉચાટ, સતી સાધવી તણા. ૨૬

બેની તમારે સર્વાત્મા સ્વામી છે, તેથી કપટ ન કરશો લેશ.
આધિન રહો હમેશ, સતી સાધવી તણા. ૨૭

બેની ત્રિભુવન પતિને વશ કરો, કરો શુદ્ધ હૃદયથી પૂજન,
તમને ધન્ય ધન્ય, સતી સાધવી તણા. ૨૮

બેની શણગાર શુદ્ધ સજો તમે, તમે રીજવો કૃષ્ણજી ભરથાર
હરિસુખના કીરતાર, સતી સાધવી તણા." ૨૯

# લક્ષ્મી, ગંગાજી ને સરસ્વતીનો સંવાદ.

૧

એક સમે શ્રીકૃષ્ણજી નિજ ધામમાં આનંદથી,
પટરાણી ત્રણ સાથે બેઠી સુખ અલૌકિક છે અતિ. એક૦ ૧

લક્ષ્મીજી ગંગાં સરસ્વતી બહુ નેહથી બીરાજીયાં,
કૃષ્ણજીની પાસે પ્રેમે હાસ્ય વિનોદે લાગીયાં. એક૦ ૨

ગંગાએ મંદ હાસ્ય કરી, નેહેથી નાથ નિહાળીયા,
નયનામૃતનું સુખ શુભ લેતાં, શ્રીકૃષ્ણ સ્નેહેથી ગળ્યા. એક૦ ૩

હાસ્ય કરી ગંગાજી સાથે, પ્રેમાળ હૃદય બતાવીયું,
સરસ્વતી આ જોતાં નજરે, દ્વેષે અંતર ગાળીયું. એક૦ ૪

સમજાવે છે શાણાં લક્ષ્મી, તોપણ રોષ અતિ વધ્યો,
ક્રોધાગ્નિએ નેત્રો બળતાં, સર્વાંગમાં તે પરવર્યો. એક૦ ૫

સરસ્વતી શ્રીકૃષ્ણને કહે, આ લક્ષણ નહિ તમ તણું,
સદ્ગુણી સ્વામી હોય જેનો, માન આપે સૌને ઘણું. એક૦ ૬

---

૧ "એક સમે ભિખુ ભાન ઘેર પ્રીતે પ્રભુજી પધારીયા" એ રાગ.

સર્વ પત્નિને સરખી રાખે, વર્તન રાખે સમ સ્નેહથી,
અણુજ હોય તે રીઝવી એકને, રહે એક શું નેહથી. એક૦ ૭

ગંગાને તમે પ્રેમે નિરખો, લક્ષ્મીને મળો માનથી,
હું દુર્ભાગી છઉં એકલી, સ્વામી તમ પ્રીતિ નથી. એક૦ ૮

અપમાની થઇ હું પતિથી, હવે જીવીતને શું કરૂં,
અરે હું બહુ ઠગાઇ તમથી, સત્ય હવે સમજી મરૂં." એક૦ ૯

સરસ્વતી કોપેલાં જોઇ, વણ બોલ્યા ઉઠયા શ્રીહરિ,
હરિસુખ સ્વામી અંતરયામી, બેઠા સભામાં જઇ ફરી. એક૦ ૧૦

૨

શ્રીકૃષ્ણ ગયા સભામાં પોતે, સરસ્વતી થયાં નિર્ભયરે;
ક્રોધ કરી સપત્નિ શું બોલ્યાં, ક્રુર વચનો અસહ્ય. શ્રીકૃ૦ ૧

'ગંગા છે નિર્લજ નફ્ટ નારી, કામી બહુ અભિમાનીરે;
સ્વામીનું તું માન પામીને, થઇ ગઇ ગુમાની. શ્રીકૃ૦ ૨

તું જાણે કે પ્રેમ તું ઉપર, પ્રાણપતિનો અતિ દીસેરે;
પતિની સાથે વિલાસ કરી તું, મને બાળે છે રીસે." શ્રીકૃ૦ ૩

એટલો બોલ્યો સરસ્વતીએ, ગંગાજીનો ક્રોધેરે;
બોલ તારો પતિ શું કરશે મને, એમ વદે છે વિરોધે. શ્રીકૃ૦ ૪

---

૨ "ધન્ય જશોદા-ધન્ય જશોદા!" એ રાગ.

લક્ષ્મીજીએ આવીને જાતે, સરસ્વતીને વાર્યાંરે;
આ શો કલેશ કરો તમે શા, શું દુશ્મન સહુને ધાર્યા. શ્રીકૃ૦ ૫

બહુ ક્રોધાળીને બળશાળી, સરસ્વતી છે આપેરે;
ક્રોધ કરીને લક્ષ્મીજી ઉપર, ઉગ્ર શાપ દઇ શાપે. શ્રીકૃ૦ ૬

"ગંગાનો અન્યાય જોયો પણ, બોલ્યાં નહિ તમે મુખેરે;
તેથી હવે તમે થાઓ નદિ રૂપ, વૃક્ષરૂપે સહો બહુ દુઃખ." શ્રીકૃ૦ ૭

શાન્તપણે લક્ષ્મીએ સાંભળ્યું, ક્રોધ કર્યો નહિ મનરે;
સરસ્વતીની શાન્ત્વના કરતાં, એવાં દેવીને છે ધન્ય. શ્રીકૃ૦ ૮

ગંગાજી કહે 'ઓ લક્ષ્મીજી સરસ્વતીને મુકો છુટીરે;
એ દુષ્ટ સ્વભાવીને દુરબુદ્ધિની, સદા રહે કલેશમાં ત્રુઠી. શ્રીકૃ૦ ૯

શું કરશે એ શંખીની મુજને, ભલે એની શક્તિએ પસારેરે;
લડવા દો બળ કરવા દો એને, મારે નથી બીક લગારરે. શ્રીકૃ૦૧૦

ગંગાએ શાપ દિધો મુખથી, સરસ્વતીને આપેરે;
,'સરસ્વતી નદિરૂપ થઇ પડો, પૃથ્વી ઉપર પરિતાપે. શ્રીકૃ૦૧૧

પાપીઓ સહુ પાપ ધુવે જે, કલીયુગના મહા પાપીરે;
તે સહુ પાપ ગ્રહણ કરનારી, હશો મૃત્યુ લોકે નદિ વ્યાપી." શ્રીકૃ૦૧૨

સરસ્વતી શિર શાપ થયો તેથી, અતિ રીસે ભરાઈરે;
ગંગાને શાપ આપે સરસ્વતી, "પડ તું પૃથ્વી માહી. શ્રીકૃ૦૧૩

તું પણ પાપી લોકના પાપો, પોતે લઇને રહુશેરે; "
ત્રણે સપત્નિ એક બીજાનો. દ્વેષ કરીને કહે છે. શ્રીકૃ૦૧૪
આ સર્વ જાણ્યું શ્રીકૃષ્ણજીએ, આવ્યા વેગે ધાઇરે;
હરિસુખનો હરિ સરસ્વતીને વિનવે શિખામણ દઇ. શ્રીકૃ૦૧૫

૩

જાણ્યું રહસ્ય વઢવા કેરૂં, કૃષ્ણે શાન્તવન કીધું તેનું;
"અહો સાત્વિક શાન્ત શ્રી લક્ષ્મી જન્મ લોની તમે જઇ પૃથ્વી. ૧
ધર્મધ્વજ રાજાને ઘેર પુત્રી થઇ જન્મો શુભ પેર;
દૈવયોગે થશો તમે વૃક્ષ થશો તુલસીનું વૃક્ષ પ્રત્યક્ષ. ૨
શંખ ચુડ અસુરની પત્નિ મારા અંશેથી થશો સતી;
તે જન્મે પછી મને વરશો પુન્યશાળી તુલસી નામ ધરશો. ૩
થશો નદી રૂપે વળી તમે સરસ્વતીના શાપથી ક્રમે;
તેથી જાઓ તમે ભરતખંડે વહેજો નદી રૂપે ત્યાં પંડે. ૪
પદ્માવતી નદી થઈ રહેજો સર્વ શાપ તણું ફળ એ તો;
કહે ગંગાને ગોવર્ધનધારી જાઓ તમે ભરતખંડે નારી. ૫
ભોગવો સરસ્વતીનો શાપ ભગિરથ યત્ને જશો તમે આપ;
તેથી ભાગીરથી થશે નામ પાપ ટાળજો સહુના તમામ. ૬

---

૩ ચોપાઇ.

થજો સંતનુ રાયની પત્નિ શાપના ફળની એ કથની;
કૃષ્ણ કહે સરસ્વતી તમે જાઓ ભરતખંડમાં હવે. ૭
તમને ગંગાએ દિધો છે શાપ તેનું ભોગવજે ફળ આપ;
બ્રહ્મલોકે બ્રહ્માની થજો પત્નિ તમારા પૂર્ણ રૂપે સરસ્વતી. ૮
ગંગા જશે શિવજી જટાસ્થાન શિવ પત્નિ થશે સત્ય માન;
પતિવૃતા જે લક્ષ્મી છે સતી ભક્તિવંતાં ને શાન્ત અતિ. ૯
ભાગ્યશાળી ને સત્ય સ્વરૂપ ધર્મ પાળનારાં જે અનુપ;
તે પોતાના સંપૂરણ રૂપે રહેશે મારી સાથે એ સુખે.૧૦
થાય લક્ષ્મી જેવી જે સ્ત્રી સતી પામે સંસારે સુખ અતિ;
કુલક્ષણા સ્ત્રી વ્યાધીની જ્વાળા બાંધે પાપ તણા તે માળા.૧૧
માટે સાધવી ગુણને સેવો કલેશ કંકાસ હાથ ન લેવો;
શાપ નિવારણ કૃષ્ણજીએ કીધો, સહુ અંતરનો કલેશ લીધો.૧૨



# ઋષિ યાજ્ઞવલ્કય અને મૈત્રેયી.

૧

જ્ઞાની ઘણા યાજ્ઞવલ્કય છે તપોબળીરે,
વેદ માર્ગમાં બહુ જ્ઞાન, મોહવૃત્તિ ગઇ ગળીરે. ૧

---

૧ ગર્ભયોગી એમ ઓચરે નરપતિ સાંભળોરે—એ રાગ,

કરે સંસારમાં સહુ કાર્ય નિર્લેપી રહી રે,
મુકયું મનથી દેહાભિમાન બંધન તેને નહિરે. ૨

મૈત્રેયીને કાત્યાયની નાર, ઋષિ યાજ્ઞવલ્કયનીરે,
સતી સાધવી જ્ઞાન પ્રવિણ આજ્ઞાંકિત ઋષિનીરે. ૩

કાત્યાયની વ્યવહાર પ્રવિણ, ગૃહ સંસારમાંરે,
મૈત્રેયીને બ્રહ્મજ્ઞાન ગળી બહુ જ્ઞાનમાંરે. ૪

એક સમે બેઠા એકાન્ત, યાજ્ઞવલ્કય વિમાસીરે,
બહુ ગાળ્યો મેં મિથ્યા કાળ, હવે ભજું અવિનાશીરે. ૫

એમ વિચારી તેડી નિજ નાર. ઋષિ કહે સાંભળોરે,
"મારે છોડવો ગૃહસ્થાશ્રમ તૈયારી તેની કરોરે. ૬

ઘરવખરીને ઘરબાર, જે કંઇ આપણારે,
રૂપું સૂવર્ણ લક્ષ્મી અપાર ભર્યા ઘરમાં ઘણારે. ૭

તેના કરીને સરખા ભાગ ઉભયને આપવારે,
મારો આજે થયો વિચાર, આવાગમન કાપવારે ૮

અહંબ્રહ્માસ્મિ રહી દીન ગાળવા વૃત્તિ છે રે,
લઉં ચોથાઆશ્રમનો સંન્યાસ જેમાં નિવૃત્તિ છેરે. ૯

હું આરાધું અવિનાશ, જેમાં છે શાન્તિ બહુ રે,
થાઉં તત્ સત્ બ્રહ્મમાં લીન, હરિસુખ છે સહુરે." ૧૦

## મૈત્રેયીની વિનંતિ.

૨

મૈત્રેયી કહે "સ્વામી માહરા, ભલે યોગને સાધો, મૈ૦
સંસાર સર્વ અનિત્ય છે, દુઃખ ભારે ભરેલો,
ઉપાધિ જેમાં અધિક છે, નથી નિત્ય ને સહેલો. મૈ૦ ૧
ધન ઢગલા ધરણી વિષે પણ મોત છે માથે,
જન્મી જરૂર જવું જીવને, નહિ આવે તે સાથે. મૈ૦ ૨
અખીલ પૃથ્વી આપો પતિ, આપો લક્ષ્મી અખુટ,
તો પણ મોત માથે ભમે, થાઉં અમર ન હુંજ. મૈ૦ ૩
માટે અહો મુજ શિરમણિ, ખોટી તૃષ્ણાઓ ત્યાગી,
આપો મનેતો અમર પણું, માગું એટલું યાચી. મૈ૦ ૪
જન્મ મરણ ટળે માહરો, એવી આપજો રિદ્ધિ,
હરિસુખ પામું અખંડ હું તેવી આપજો સિદ્ધિ." મૈ૦ ૫

## યાજ્ઞવલ્ક્યનો બોધ.

૩

યાજ્ઞવલ્કય કહે "મૈત્રેયીરે, ધરી સૃષ્ટિમાં મનુષ્ય દેહીરે;
રહેવું અહંભાવને મેલી, આત્મજ્ઞાન પામી અમર થાયરે. ૧

૨ "પઢોરે પોપટ રાજારામના' એ રાગ. ૩ સખી પડવેતે પંચે ચાલ્યારેએ રાગ

વધે મોહ સુવર્ણ ધનેથીરે; થાયે ગર્વ અતિ યૌવનેથીરે;
કરે કુકર્મ બહુ ધનેથી. આત્મજ્ઞાન૦ ૨

પામે ધનથી દુઃખ પરલોકેરે, મનુષ્ય લોકે વહે અતિ શોકરે;
ભય ભારા વહે તે અથોકે, આત્મજ્ઞાન૦ ૩

ધનવાનથી નિર્ધન સારોરે, ભજે ભક્તિ એ ઇશ્વર પ્યારોરે;
કુડાં કર્મથી રહે તે નિરાળો. આત્મજ્ઞાન૦ ૪

જે છે લક્ષ્મીની લાલચ વાળોરે તેનો મીથ્યા છે જન્મારોરે;
આત્મજ્ઞાનથી રહે તે ન્યારો. આત્મજ્ઞાન૦ ૫

જેમ લક્ષ્મી છે ચપળ છે ખચિતરે, તેવું કરે મનુષ્યનું ચિત્તરે,
હરે જ્ઞાનરૂપી સહુ વિત્ત. આત્મજ્ઞાન૦ ૬

શરીર સુક્ષ્મ અજ્ઞાને થાયરે, પાપ પુન્યથી પીન્ડ બંધાયરે;
જેથી જન્મ મરણ જરૂર થાય. આત્મજ્ઞાન૦ ૭

બ્રહ્મજ્ઞાનથી અમૃત મોક્ષરે જન્મ મરણનો જાય ક્ષોભરે;
હરિસુખ તત્વજ્ઞાને રાખો લોભ." આત્મજ્ઞાન૦ ૮

———

# મૈત્રેયીની વિનંતિ.

૪

મૈત્રેયી જ્ઞાનીને સતી, આત્મજ્ઞાન લેવા કરે વિનતી મૈ૦ ૧
"સ્વામીમારા વિનતી સ્વિકારો, જન્મમરણ ભયથી બચાવો. મૈ૦ ૨
પતિ તમે સન્યસ્ત જેમ ધરશો,ભિક્ષા અન્ને ઉદર જેમ ભરશો. મૈ૦ ૩
મુગટ મણી મારા તેમ વરતું, હું પણ તમસાથે વન વિચરૂં. મૈ૦ ૪
ચિંતા સ્વામી મારી નવ કરશો, આત્મજ્ઞાન આપી કૃપા કરશો.મૈ૦ ૫
જેણે મને ગર્ભ માં સંભાળી, તેવો પ્રભુ લેશે સંભાળ મારી. મૈ૦ ૬
સર્વેશ્વર સર્વને સંભાળે, ચિન્તા પ્રભુ ત્યારે શેની મારે. મૈ૦ ૭
કર્તા હર્તા સર્વનો જે પ્રભુ, સંભાળ તે મારી લેશે વિભૂ. મૈ૦ ૮
શરીર ગર્વ નથી સ્વામી મને, નિર્ભય છું ભય નથી કને. મૈ૦ ૯
નથી મને મરણનો ભય સ્વામી,પુન્યનેપાપવાળું શરીર પામી.મૈ૦૧૦
નથી સ્વામી દેહની આસક્તિ, આત્મજ્ઞાન લેવાને છે ભક્તિ. મૈ૦ ૧૧
પુન્યવંત પતિ તે પત્નિ તારે, આત્મબોધે ત્રિયાને ઉદ્ધારે." મૈ૦ ૧૨
મૈત્રયીની વિનંતી સ્વિકારી, યાજ્ઞવલ્કયે જ્ઞાનથી વિચારી. મૈ૦ ૧૩
નાનાવિધી આપ્યો આત્મબોધ, મૈત્રેયી ટાળ્યોઅંતરક્ષોભ.મૈ૦ ૧૪
યાજ્ઞવલ્કય થયા સન્યાસી, મૈત્રેયી થઇ પતિ દાસી. મૈ૦ ૧૫
મૈત્રેયીએ લીધો સન્યાસ. પતિ જેમ કરે દિશા પાસ. મૈ૦ ૧૬

---

૪ મારે સ્વામી બોલોની વહાલા—એ રાગ

પતિ આજ્ઞા જ્ઞાની સતી પાળે, આત્મબોધે ભવ બંધન ટાળે. મૈં૦ ૧૭
પતિ પત્નિ હોયે શિયળવંત; ઉભય થાય સૃષ્ટિમાં અનંત મૈ૦ ૧૮
સતી નાર પતિ ઋષિ જેવા, હરિસુખ પામે સ્વર્ગ મેવા. મૈ૦ ૧૯



# રાવણનો તપ.

## ૧

સુંદર શોભીત લંકાં નગરી, ત્યાં રાવણનું રાજ,
હાંરે ¹ત્યાં રાવણનું રાજ. સુંદર૦
શંકરની આરાધના કરવા, કૈલાસે રાવણ આવે. હાંરે કૈ૦ સુ૦
તપ કરવા ત્રિપુરારી ઉપર, રાવણ આસન વાળે. હાંરે૦ સુ૦
શંકરભક્ત રાવણે તપ કીધો, પણ શંકર દર્શન નાપે. હાંરે૦ સુ૦
અગ્નિ સ્થાપન કરવા રાવણે, દક્ષિણ દિશાએ કુંડ કીધો હાંરે૦ સુ૦
આવાંહે શિવ અગ્નિનું કરીને, વિધવિધ આહુતી આપે. હાંરે૦ સુ૦
તોપણ શંકર પ્રસન્ન થયા નંહિં, રાવણ નિજ મસ્તક કાપે. હાંરે૦ સુ૦
નવ મસ્તક એકપછી એક કાપ્યાં, અગ્નિમાં આહુતી આપે હાંરે૦ સુ૦
દશમી આહુતી છેલા મસ્તકની રાવણ આપે જ્યારે. હાંરે૦ સુ૦

---

૧ "તલપ તલપ મારો જીવડો તલપે–એ રાગ,

પ્રસન્નથયા ઉમયા પતિ પ્રગટ્યા, શાક્ષાત દર્શન આપે. હાંરે૦ સુ૦
"માગ માગ હે રાવણ વરતું, શામાટે મસ્તક કાપે.' હાંરે૦ સુ૦
રાવણ કહે 'શીવ પ્રસન્નજ છોતો, અતુલ બળ મને આપો, હાંરે૦ સુ૦
મસ્તકો મારાં આ ધડ ઉપર હતાંજ તેવાં સ્થાપો.' હાંરે૦ સુ૦
'અસ્તુ અસ્તુ' કહે સદાશિવ, મંગળ કર શિર સ્થાપી. હાંરે૦ સુ૦
અંતર ધાન થયા છે સદાશિવ, જય હરિસુખના સ્વામી. હાંરે૦ સુ૦

૨

વરદાન લઈ રાવણ ઘેર જાય, ઋષિઓ સહુ વ્યાકુળ થાય;
'આજ અસુર પામ્યો વરદાન, સદાશિવને કીધા તુષ્ટમાન. ૧
હવે દેવોને એ દમશે ઘણું, ઋષિઓ શું થાશે આપણું;'
સહુ ઋષિ એકત્ર થયા, સાથે મળી દેવો પાસે ગયા. ૨
બધી કહી દેવોને વાત, હવે થશે ઘણો ઉતપાત;
નારદ ઋષિ ત્રિકાળીને જ્ઞાની, તે શું દેવો વદે છે વાણી. ૩
'નારદ હવે શો ઉપાય કરીએ, તમે કહો તેવા ડગલા ભરીએ;'
કહે નારદ 'ધરશો ના દુઃખ. ઇષ્ટ કૃપાથી થાશે સુખ. ૪
એમ કહીને નારદજી ગયા, રસ્તે રાવણના ભેગા થયા;
"અહો રાવણ લંકાપતિ, હું તો હરખાઉં છું તને દેખી. ૫

---

૨ "ચોપાઇ,

તમે ક્યાં જઈ આવ્યા ને જશો, કહો નવીન સમાચાર કશો;
કહે રાવણ "સાંભળો ઋષિ, કરી તપને શંકર કીધા ખુશી. ૬

હું તો અતુલ બળ માગીને લાવ્યો, ઋષિ તમ પુનેથી ફાવ્યો;
હવે જાઉં છું હું મારા રાજમાહીં," રાવણ કરજોડી કહે ત્યાંહી. ૭

નારદ બોલ્યા શિશ ધુણાવી, સાંભળી આ રાવણની વાણી;
"લંકાપતિ તું સાંભળ વાત, તું કર નહિ શિવનો વિશ્વાસ. ૮

એણે પીધું છે વિષ અતિ, તેથી કેફી પારવતીનો પતિ;
મનમાં આવે તેમજ તે તો કહે, એનું કહેવું શું લક્ષે લહે. ૯

આપ્યું વરદાન તે સાચું કે નહિં, તેનો નિશ્ચય કરવો સહી;
જાતું કૈલાસે ફરીને, બળની પરીક્ષા તું કરી લે. ૧૦

જઇ ઉપાડ આખો કૈલાસ, ઉપડે તો તું કરજે વિશ્વાસ;
બળ આપ્યું કે આપ્યું નથી, બળ અજમાવી જો તું મથી." ૧૧

સાંભળી નારદનું વચન રાવણે ગર્વ ધર્યો છે મન;
ચાલ્યો વેગેથી તે કૈલાસ, જ્યાં છે વિશ્વપતિનો વાસ. ૧૨

ત્યાં જઇ ઉપાડ્યો કૈલાસ ગિરિ, નવ ભિતિ અંતરમાં ધરી;
ડોલ્યો પર્વત તે એ જે વાર, શંકર મન કરે વિચાર. ૧૩

'આ કૃત્ય કરનારૂં કોણ હશે,' પારવતી સમજ્યાં ને હસે;
"પ્રભુ તમારો રાવણ રાય, અતિ ગર્વિ જે શિષ્ય કહેવાય. ૧૪

આપ્યું કુકર્મિ ને વરદાન, તેનું ફળ એ છે નિદાન;
કોપ્યા શંકર આપ્યો શાપ, "બળક્ષિણ હજો તું આપ. ૧૫
તારો શત્રુ પેદા થશે, તારા હસ્તો તે કાપશે;"
બાણ ગર્વિજે રાવણ રાય, શાપ થયો ન જાંણે ત્યાંય. ૧૬
સાંભળી નારદે શાપની વાત, આપ્યો હર્ષથી ત્યાં ધન્યવાદ;
રાવણ લંકા પુરીમાં ગયો, હરિસુખ સ્વામીનો સેવક રહ્યો. ૧૭



# પુષ્પવાહનનો પૂર્વ જન્મ

૧

પુષ્પવાહન એક રાજા હતો, જપ તપના તેજે દિપતો,
પ્રજાપાળ વિવેકી ઘણો, વિદ્યાવંતો ને સુલક્ષણો. ૧
ગિરિજાવર કરી પ્રસન્ન સંતોષ્યા ઝાઝા મુનિજન,
સુવર્ણ કમળવાળું વિમાન, આપ્યું શિવે થઇ તુષ્ટમાન. ૨
સર્વ સ્થળે તે કરતું ગતિ,પુષ્કરદ્વીપ નામ પાડ્યું તે થકી,
આવિમાનથી ફરતો રાજન, તેથી નામ પડ્યું પુષ્પવાહન. ૩

---

૧ ચોપાઈ,

લાવણ્યવતી રાણી જે સતી, તેશું રાયને પ્રિતિ અતિ,
વિમાને બેસી ફરતાં રોજ, બહુ સ્નેહથી કરતાં મોજ. ૪

દશ હજાર પુત્રો રાજાને થયા, ધન વિદ્યામાં કુશળ કહ્યા,
પ્રચેતા મૂનિ રાજા ઘેર આવ્યા, પુષ્પવાહનને મન ભાવ્યા. ૫

કીધું પુજન લાગ્યો પાય, પ્રષ્ન પુછે પ્રચેતાને રાય,
"મૂનિરાજ કહો તમે સાચું, થોડા તપથી સુખમને ઝાઝું. ૬

સૂવર્ણ વિમાનને સુંદર દારા, દશ હજાર પુત્રો છે શૂરા,
શાથી પામ્યો વૈભવ મૂનિજન, હું વિચારૂં અહોનિશ મન. ૭

૨

"પુષ્પવાહન સાંભળરે પ્રચેતા ઋષિ કહે,
પૂર્વ જન્મનું રે, વૃતાંત તારૂં લહે;
પૂર્વ જન્મમાંરે પુષ્પવાહન તું તો હતો,
ક્રુર બુદ્ધિનોરે પારાધી જાતિ માહ્યનો.
કુરૂપ હતો રૂપેરે, કુટુંબી કોઇ નહિં હતું,
માતા પિતા નોતાંરે, સ્વર્ગ સહુ સિધાવીયાં;
રહ્યો તું રખડતો રે, બેહાલ તારા થયા,
અન્ન વિનાનોરે વને ભુખે ટળવળ્યો.

---

૨ મોશાળ પધારોરે—એ રાગ.

સરોવર દિઠું રે, વનમાં તેં ભટકતાં,
નિર્મળજળ તેનું રે કમળ તેમાં ખીલતાં;
તારી સ્ત્રી છે સાથેરે, કમળ તોડયાં તમે,
બાંધી કાંટ મોટીરે, પુષ્પની વાસ બહુ ગમે.

કમળ પુષ્પ સાથેરે, કાશી વાટ તેં લીધી,
ગયાં શહેર ગામમાંરે,વસતિ જ્યાં વસે બધી;
કમળો વેચવાને રે પોકારો મુખે વતી,
ગ્રાહક કો થયું નહિં રે, ઉદાસી થયાં અતિ.

રાત્રી પડી જ્યારે રે, શંકર મંદિરે રહ્યાં,
ભક્તિ થઇ તમનેરે, દર્શન શંકરના થયાં;
પવિત્ર ભૂમિ પ્રતાપેરે, ભક્તિ તો ઉત્પન થઇ,
ઉમેશના દર્શનેરે પાપી વૃત્તિ દુર થઇ.

શિવાલય વાળયું રે, જાગ્રણ ઉભયે કર્યું,
સાથીયા પુરીનેરે, કમળથી પૂજન કર્યું;
બહુ દિન વિત્યારે શંકર ને આરાધતાં,
તારો કાળ આવ્યોરે, મરણ પામ્યો તહાં.

સતી તારી નારીરે, ચિતા ખડકી કરી,
ખોળે તારૂં મસ્તકરે લીધું છે પ્રેમે સ્મરી;
બળી તુજ પાછળરે, અવિચળ પદ કર્યું,
પુન્ય એજ તારૂં રે, આ જન્મે છે ફળ્યું.

થયો મહારાજારે, છત્ર શિર તેં ધર્યું,
પુર્વે સ્ત્રી તારીરે. તારી સાથે બળી ગઇ;
આ જન્મમાંરે તે પુન્યે રાણી થઇ,"
સાંભળી નિજવાર્તારે પુષ્પવાહન છે નમ્યો.

ઋષિ ને નમીનેરે. ભક્તિ રસમાં ગળ્યો,
પ્રચેતા વિદાય થયારે, શીખામણ આપીને;
કાશીએ ચાલ્યોરે, પુષ્પ વાહન રાણીને લઇ,
સરોવર રૂદ્રાવાસથીરે, ઉતરે મત્સ્યોદરી.

તિર્થ છે પવિત્રરે ૐકારેશ્વર હરિ,
તે સ્થળ જઇનેરે. તપશ્ચર્યા છે કરી;
નિજ રાણી સાથેરે, તત સત બ્રહ્મમાં,
હરિ સુખ સ્વામીમારે, તદાકાર થયોજ ત્યાં,

—०✻✻०—

# શ્વેતકેતુની વાત.

૧

એક ઋષિ આરૂણી વિખ્યાત, તેની વારતા છે પ્રખ્યાત;
પુત્ર આરૂણીને શ્વેતકેતુ, લાડ લડાવે માત પિતુ. ૧

જોયો પિતાનો સ્નેહ અખુટ, ફરે નિર્ભય બાળ કપુત;
ભણ્યો નહિ વિદ્યા શ્વેતકેતુ, રમત રમવામાં મન જેનુ. ૨

થયો બાર વર્ષનો બાળ, જનોઇ દેવાનો વિત્યો કાળ;
જોઇ પુત્રની આવી દશા, દુઃખ પામે અતિશય પિતા. ૩

પાસે બેસાડીને દે શીખ, પુત્ર માગી નહિ મળે ભીખ;
"તને લડાવ્યો મેં પુત્ર ભાવે, પણ ભણોની વિદ્યા હાવે. ૪

વિદ્યા માતા પિતા ન ભણાવે, નિજ પુત્રને બહુ જો લડાવે;
તેતો સારેછે શત્રુનો અર્થ, થાય પુત્રનો જન્મારો વ્યર્થ. ૫

તને લડાવ્યાં મેં બહુ લાડ, હવે વિદ્યા ભણવા તું માડ;
પુત્ર સ્નેહ મને છે અતિ, તેથી નહિ ભણે તું મારી વતિ. ૬

મળે વિદ્યા થકી પરોક્ષ, ધર્મ અર્થ કામને મોક્ષ;
બ્રહ્મચર્ય રાખીને ભણો, માર્ગ જડે તને મોક્ષ તણો. ૭

---

૧ ચોપાઈ.

વિદ્યા લીધે વધે લાજ, વિદ્યા લીધે સરે સહુ કાજ;
વિદ્યાવિનાનું પશુ સમાન, વિદ્યાવાન પામે સન્માન. ૮

વિદ્યા સર્વાંગનો છે શણગાર, વિદ્યા વિનાનો નર ગમાર;
તેથી જા તું વિદ્યાવંત પાસે, ભણજે સર્વ વિદ્યા ઉલ્લાસે. ૯

સાંભળી શુભ પિતાની વાણી, શ્વેતકેતુ નેત્રે વહે પાણી;
વિદ્યા ભણવાનુ થયું મન, બુદ્ધિ ચપળ થઇ વધ્યું મન. ૧૦

લઈ આજ્ઞા ગયો વિદેશ, લીધો વિદ્વાન પાસે ઉપદેશ;
ભણ્યો ચારે વેદને વ્યાકરણ, છએ અંગ સહિત સપૂર્ણ. ૧૧

વિદ્યા સંપૂર્ણ લક્ષમાં લીધી મન ફુલ્યો થઇ ગઇ સીદ્ધિ;
ગુરૂએ શીખવ્યું નહિં ઉપનીશદ્, તેથી રહી ગઇ બુદ્ધિ શઠ. ૧૨

ઘેર આવ્યો ગુરૂની લઈ આજ્ઞા, ગર્વ કરે પિતાની અવજ્ઞા;
મન જાણે પિતાથી વધુ ભણ્યો, ગુરૂજીએ મને શ્રેષ્ઠ ગણ્યો. ૧૩

ઘેર આવ્યો અભીમાન સાથે, નવ નમ્યો પિતાની પાસે;
બેસે ઉંચે આસને ચઢી, અભિમાનમાં ગયો છે ગળી. ૧૪

આરૂણીએ નિજ પુત્ર જોઇ, સારા લક્ષણની આશા ખોઇ;
બોલ્યો આરૂણી પુત્રની પાસે, "કહે કેવું ભણ્યો ઉલ્લાસે. ૧૫

તું જાણે કે આવ્યો છું ભણી, બહુ ગયો અભિમાને ગળી;
છએ અંગ સાથે નિરધાર, તું જાણે છે ભણ્યો વેદ ચાર. ૧૬

પણ નથી ભણ્યો તું એક, જેણે આવડે વિનય વિવેક;
વિનય વિનાનો વિદ્વાન નહિ, વિનય વિન વિદ્યા શોભે નહિ. ૧૭

સદ્ બુદ્ધિ વિનયને વિદ્યા, અહંકાર રહીત નમૃતા;
એ છે સદ્‌ગુણનો શણગાર, એ વિના વેદીયું ઢોર જાણ. ૧૮

હોય વિનય વિવેક ચાતુરી, વાણી બોલે મુખે મધુરી;
જેવું આમ્રવૃક્ષ ફળે નમે, મિષ્ટ અમૃત ફળ જ્યાં મળે. ૧૯

નાખે પાશાણ તેને તાકી, આપે તોપણ ફળ કેરી પાકી;
એવા ગુણ મનુષ્યજો વહે, જન સમુહમાં વિદ્વાન લહે. ૨૦

માટે મુકી દઈ તારો ગર્વ, શીખ વિનયની વિદ્યા સર્વ;
આરૂણીએ આપ્યો બહુ બોધ, શ્વેતકેતુએ ત્યાં તજ્યો ક્રોધ. ૨૧

નમ્ર થઇ પિતાને કહે, પિતા ભુલ સુધારોની હવે;
કહો પિતા એ વિદ્યા મુને, નથી શિખ્યો હું જે ગુરૂ કને. ૨૨

દિધો સાત્વિક ઉતમ બોધ, શ્વેતકેતુનો ટાળ્યો ક્રોધ;
આરૂણીએ શીખવ્યું જ્યાં એક, શ્વેતકેતુ શીખ્યો વિવેક. ૨૩

વિદ્યા પૂર્ણ ભણે વિદ્વાન, અડધી વિદ્યાએ વધે અભિમાન;
શુદ્ધ સંપૂર્ણ વિદ્યા લેવી, દિપે સર્વાંગે શણગાર જેવી. ૨૪

વિદ્યા ગર્વ મમત મદ હરે, વિદ્યા સાત્વિક ગુણને ધરે;
વિદ્યાવાન પામે મોક્ષ ગતિ, વિદ્યા વિશ્વેશ્વરને વહાલી અતિ. ૨૫

તત્વ સમજાવી કીધો ઉપદેશ, સંપૂર્ણ વિદ્યા ભણાવ્યો વિશેષ
મુકી શ્વેતકેતુ અભિમાન, થયો જનમાં ઘણો વિદ્વાન, ૨૬
પિતા પુત્ર થયા એક સરખા, બ્રહ્મજ્ઞાને પરમાત્માને નિરખ્યા
પામ્યા અંતે અખંડ અવિનાશ છોડયા જન્મ મરણના પાસ. ૨૭

—o—

# શિબી રાજા ને સુહોત્ર નો સ્પર્ધા

૧

કુરૂવંશી સુહોત્ર ઋષિ તે, ગયા નિજ મિત્રની પાસે,
મિત્રને મળીને ઘેર આવે ત્યાં મળ્યા શિબીરાય વાટે. ૧

ઉષિરાય નૃપનો શિબી બાળક, વિવેકી વિદ્યા ખાંણ;
અન્યો અન્ય મળ્યા બેહુ માર્ગમાં એક બીજાને દઈ માન. ૨

સુહોત્ર ઋષિને શિબી રાજા, બન્ને મોટાઇનું પુર;
એક બીજા અભિમાની ચડતા, તેજ પરાક્રમે શુર. ૩

સાંકડી શેરી ને માર્ગ છે સાંકડો ત્યાં ઉભા બે વીર;
જવાને માર્ગ કોણ પહેલો આપે, એમ વિચારે ધીર. ૪

---

૧ ઉપાને કહે છે ચિત્ત સહાને—એ રાગ.

બેમાથી કોઇ પહેલો ચાલે તો નાનમનો નહિ પાર;
બન્ને બળીયા સ્થિર થઇ ઉભા, કોઇ ડગલું ભરે ન લગાર. ૫

એવે આવ્યા વિણાધારી નારદજી તે ઠારઃ
વિસ્મય પામ્યા પુછે ઉભયને શો છે તમારો વિચાર. ૬

સાંકડો મારગ રોકી ઉભા છો, શું છે એવું કારણ;
વાત કરો ઉભયના મનનો થાય તેનુ નિવારણ. ૭

શિબી ને સુહોત્ર બે નમીયા, નારદજીને ચરણ;
માર્ગ શામાટે રોકી ઉભા છે તેનું વદે કારણ. ૮

પહેલો ચાલી મારગ આપે, તે હોય બળીયો જાતે;
હમો સમોવડ બન્ને સહુમાં, કહો કોણ મારગ આપે, ૯

તે કારણથી ઉભા અહિયાં સાંકડા રસ્તા માહીં
એક બીજા સનમુખ ઉભા વિના માર્ગ જવું કેમ ક્યાંહીં; ૧૦

અમ બન્નેમાં જે હોય વડીયો, બળીયો ને ધર્મિષ્ટ;
પુર્વ કર્મ હોય જેનાં પવિત્ર તે મારગ લે ઇષ્ટ. ૧૧

આ કારણથી ઉભા અમેતો એક બીજા થઇ સ્થિર;
માર્ગ કરે કોણ ચાલવા પહેલો, કહો તે નારદધિર. ૧૨

હાસ્ય કરી નારદજી બોલ્યા ,તમે બન્ને સરખા સમાન;
નાનું મોટું નથી કોઈ બેમાં, શા માટે કરો અભિમાન. ૧૩

જ્ઞાની થઇ કાં ગર્વ કરો છો તમને ભ્રમણા શાની;
વિદ્યાવંતને વિનય છે વહાલો ન હોય વિદ્વાન માની. ૧૪

સાધુજન જે હોય સાચો તે મોહ ન પામે સંસારે;
સંસારથી નિર્લેપ રહી કરે કાર્ય ન ઈશ વિસારે. ૧૫

સાધુપણું છોડે નહિ પોતે ક્રોધ કરે નહિ લેશ;
સજ્જન સાત્વિક વિચારી વર્તે વળી કરે નહિ કલેશ. ૧૬

સામ દામને દંડ થકી વશ કરે ડાહ્યો જન પ્રીતે;
દાન દઈ દાનીને રીઝવે, પ્રેમીને રીઝવે છે પ્રીતે. ૧૭

ખોટાને સત્યથી વશ કરીએ ક્રુર વશ કરીએં ક્ષમાથી;
સાધુને વશ સાધુતાથી કરવો એકે ભુલો લક્ષમાંથી. ૧૮

તમે બન્ને છો સરખા સમાન, બુદ્ધિ ગુણ વિવેકે;
ઉદારને વિવેકી બન્ને છો, માર્ગ આપવો બેમાથી એકે. ૧૯

તમ બેમા જે વધારે ઉદાર તે આપે રસ્તો પહેલો;
વખાંણ કરી નારદજી જુવે કોણ પળે છે પંથે વેહેલો. ૨૦

શિબી રાજા એ કીધી પ્રદક્ષણા, સુહોત્ર રૂષિની ત્યાંય;
નાનાવિધ વખાંણ કરીને, પોતાને માર્ગે જાય. ૨૧

મન મોટુંને વિનય નમૃતા ઉદાર બુદ્ધિ જેની;
સાધુ પાણું સંભાળી રહે જે, વધે યશને કિર્તિ તેની. ૨૨

નમૃતા નારાયણને ગમની પ્રમાદને અભિમાન;
દુર્ગુણથી દૂર રહે દામોદર, સજ્જન સૌને દે માન. ૨૩

સત્ય નિતિ શ્રીહરિને વહાલું જ્ઞાની જન એમ માને;
દયા રૂપ દાનેથી રીઝે નહિ રીઝે દંભીક દાને. ૨૪

એવા શ્રી અવિનાશી રીજવવા, સમદમ સેવી રહેવું;
નિતિ ધર્મને સત્ય માર્ગમાં, નિત્ય નિરંતર વહેવું. ૨૫

શિબી રાય અતિ નમ્ર વિવેકી, સાધુ ગુણી પ્રખ્યાત;
હરિસુખ લીધું તેણે અલૌકિક, થયો અમર વિખ્યાત. ૨૬

# ભરતખંડ કેનાથી.

૧

થયા બ્રહ્માથી સ્વયંભૂરે, મનુ જે કેહેવાયા;
પ્રિય વૃત મનુથીરે, તેને પુત્રો સાત થયા.
પ્રિયવૃતે રથ હાંકયોરે, સાત વાર પૃથ્વી પરે;
તેથી સાત થયાછે રે. બેટો પૃથ્વી એ વળી.

જ્યાંજ્યાં રથ પઇ ફર્યું છેરે,તે સાત સમુદ્ર થયા;
સાત બેટોના રાજારે, પ્રિયવૃતના પુત્રો થયા.
પ્રિયવૃત વન ચાલ્યારે, સાતોને રાજ સોંપીને;
સાત પુત્રો ચાલાવેરે, પિતા તુલ્ય રાજ તહિં.

પુત્ર જ્યેષ્ટ પ્રિયવૃતનોરે, અગ્નિધ્ર નામ તેનું;
જંબુ દ્વીપનોએ રાજારે, તેને થયો નાભીતનુ.
નાભીનો પુત્ર ઋષિરે, ઋષભદેવ જે મોટા;
ઋષભદેવના પુત્રોરે ભરતઆદિ સો જે થયા.

જંબુ દ્વીપમાં કીધારે, ઋષભે નવ ખંડ રૂડા;
નવ નાનો પુત્રોનેરે, તે ખંડોના રાજા કર્યા.

---

૧ શીખ સાસુજી દે છેરે—એ રાગ.

બીજા નવ થયા યોગીરે, જનકના જે ગુરૂ થયા,
રહ્યા એકયાસી બીજારે, ક્ષત્રી ધર્મે મોક્ષે ગયા.
નવ પુત્રો રાજ કરતારે, તેમાં ભરત મોટા હતા;
તે ભરત નામેથીરે, ભરતખંડ વસીયા ખરા.
નવ ભાઇમાં મોટારે, ભરત રાજા રાજ કરે;
નવે ભાઇઓ ભરતનેરે, વડીલ ગણી પંથે પળે.
ભરંતખંડ છે મોટોરે, બધા ખંડ માંહી ખરે;
રાજ ભરતનું રૂડુંરે નિતિ ધર્મ પ્રજા કરે,
પુનિત પૃથ્વીને કીધીરે, પ્રજાહિત કાર્યો કરી;
દેવો સહુ ઇચ્છેરે, ભરતખંડે જન્મ લેવા.
ધર્મ અર્થને કામથીરે મળે મોક્ષકેરા મેવા,
અષ્ટ સિદ્ધિ નવ નિધિરે, રહી ભરતખંડ વિષે;
તેથી જન્મ ધરીને, આવે દેવો ભુમિ વિષે,
હિમગિરિ આ ભૂમિએરે, નરને નારાયણ વશે.
ભરત ભુમિ સુધર્મિરે, વસ્તી તપોબળી દિસે,
ધર્મ નિયમને જ્ઞાનરે, વૈરાગે વૃત્તિ ગળે;
હરિસુખ પ્રભુનું પદરે ભરત ભૂમિમાંહી મળે.

૨૧૮૫૦



અનંત શક્તિ ઇશની,
અનંત ગુણ અગાધ;
અનંત માયા તોડવા.
અનંત કર સાક્ષાત.




અનંત બુદ્ધિ બળથકી,
અનંત જો વશ થાય;
અનંત કરૂણાએ કરી,
અનંત હરિસુખ માંહ્ય.